ભગવાન શ્રી સ્વામિનારાયણ સંસ્થાપિત એકાંતિક ભાગવત ધર્મના પ્રવર્તક અને
પોષક સનાતન ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય પ્રવર પરમ પૂજ્ય રઘુવીરજી મહારાજના
ચરણોમાં તેમના દ્વિશતાબ્દી પર્વે ભાવાંજલિ

ઈનામ વિતરણ કાર્યક્રમ, નિરમા યુનિવર્સિટી ખાતે દીપ પ્રાગટ્ય કરતા પૂ. શા. માધવપ્રિયદાસજી સ્વામી

સ્વામિનારાયણ મહામંત્ર પ્રાગટ્ય મહોત્સવ, ફરેણી

શ્રીમદ્ ભાગવત કથા, ઉંઝા- પોથીપૂજન

શ્રીમદ્ ભાગવત કથા, ઉંઝા

વ્યાખ્યાનમાળા - બાપુનગર

અભિવાદન પર્વ, સદ્‌ગુરુ સંતો સાથે આચાર્ય દ્વિતીય વર્ષના ઋષિકુમારો

પૂ. જોગીસ્વામીને શ્રદ્ધાસુમન અર્પણ કરતા પૂ. મુનિજી

દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયની મુલાકાતે પૂ. મુનિજી

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪ ● જાન્યુઆરી - ૨૦૧૨ ● અંક-૧

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી


| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |


**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- gurukul_darshan07@yahoo.co.in


## છોડકે મત દૂર જાઓ

છોડકે મત દૂર જાઓ સજનવા
કૈસે ન કટતે રૈન દિનનવા....છોડકે
ઉઝરા આંગન ખારા ભુવનવા
તુમ બિન ખારે વન ઉપનવા
હાયરે ખારા મોર જોબનવા....છોડકે
બૈરન કોયલ બૈરી મયુરવા
બૈરી પપીહા બૈરી બુલબુલવા
બૈરિન બીચ કૈસે કટે રે જીવનવા....છોડકે
દાહ જગાવૈ શીત પવનવા
દસ દિશિ બરસે આગ સાવનવા
જરત હૈ મોરે અંગ અંગનવા....છોડકે
પીયરા પકરું તોર ચરનવા
માધવ અરજી મોર સુનનવા
મારીકે જીય લૈં જાઓ સંગનવા....છોડકે

- શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી

# આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ - જીવનઝરમર

## આચાર્ય વંદના

જેને મહાપ્રભુજીએ પદ આપ્યું, જેનું વિશેષ જનમાં યશ વિશ્વ આપ્યું,
જેણે પ્રસન્ન પરિપૂર્ણ કર્યા હરિને,વંદુ સદા સદ્‌ગુરુ રઘુવીરજીને,
આચાર્યધર્મ બહુ મર્મ સુકર્મ જાણે, સુજ્ઞાનવાન અભિમાન ઉરે ન આણે,
દેતા વિશેષ ઉપદેશ કૃપા કરીને, વંદુ સદા સદ્‌ગુરુ રઘુવીરજીને.
જેણે મને નિજ કને રથમાં લઇને, કીધા પ્રયાણ સુખ સૌ વિધિના દઈને,
દીધી શિખામણ સુધાસમ ઉચ્ચરીને, વંદુ સદા સદ્‌ગુરુ રઘુવીરજીને.

હરિલીલામૃત કળશ-૧ વિશ્રામ-૧

## રઘુવીરજી મહારાજનું પ્રાગટ્ય

ઉત્તર પ્રદેશમાં અયોધ્યા પાસેના છપૈયા ગામમાં ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રગટ થયા. એ જ છપૈયા પાસેના આંબલીયા ગામે માતા વરીયાળી દેવી અને પિતા ઈચ્છારામભાઈને ઘેર વિક્રમ સંવત્ ૧૮૬૮ ના ફાગણ વદ-૪ ના શુભ દિવસે રઘુવીરજી મહારાજનો જન્મ થયો.

રઘુવીરજી મહારાજમાં ભગવાન શ્રી રામચંદ્રજી જેવા જ સદ્‌ગુણો હતા. તેઓ ધર્મમૂર્તિ અને શાંતમૂર્તિ હતા. તેઓ આજાનબાહુ હતા અને પ્રભાવશાળી વ્યક્તિત્ત્વ ધરાવતા હતા.

રઘુવીરજી મહારાજ બાળ સહજ રમત-ગમત કરતા ભક્તિ કરવામાં વિશેષ આકર્ષણ અનુભવતા હતા. માતા-પિતાને રઘુવીરજી મહારાજમાં ઘનશ્યામ મહારાજની છબીના દર્શન થતા હતાં. ક્યારેક તો એવું જ લાગતું હતું કે જાણે બાલ ઘનશ્યામ રઘુવીરજીના રુપમાં મરક-મરક હસતાં પોતાની સામે ઉભા હોયને શું ? આ રીતે બાળ રઘુવીરમાં ઘનશ્યામરુપના દર્શનથી માતા-પિતા આશ્ચર્ય અને આનંદ અનુભવતા હતા અને ક્યારેક ઘનશ્યામની યાદ તાજી થતાં વિરહમાં રડતા હતા.

ભગવાન શ્રીહરિના નાનાભાઈ ઈચ્છારામભાઈ અને વરીયાળી બાઈ સ્વભાવે અત્યંત સુકોમળ, સરળ અને નિખાલસ હતા. એમનું જીવન અત્યંત ભક્તિમય અને ધર્મમય હતું. આવા માતા પિતાનો અનુપમ વારસો રઘુવીરજી મહારાજના જીવનમાં ઉતર્યો હતો.

માતા-પિતાના પ્રેમાળ સાનિધ્યમાં ઉછરતા બાળ રઘુવીરજી આઠ વર્ષના થયા. બાળ રઘુવીરજી ઈચ્છારામભાઇ અને મા વરીયાળીબાઇના મુખેથી ઘનશ્યામની વાતો સાંભળતા અને વાતે વાતે એમના અંતરનો વિરહ નીતરતો. માતાપિતાના મુખેથી ઘનશ્યામના ગુણગાન સાંભળી રઘુવીરજીનું મન ઘનશ્યામ માટે તલસતું.

## શ્રી હરિ સાથે મેળાપ

આ બાજુ ભગવાન શ્રી હરિ સમસ્ત ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને સોરઠની પવિત્રધરામાં સનાતન એકાંતિક ભાગવત્‌ધર્મની સ્થાપના કરી ચૂક્યા હતા.

એક સમયની વાત છે. ભગવાન શ્રી હરિ સભામાં વિરાજમાન હતા. મોટા-મોટા સંતો હરિભક્તો પણ હાજર હતા. બધા સંતો ભક્તો વતી જીવાખાચરે ભગવાન શ્રી હરિને વિનંતી કરી કે, 'મહારાજ અમારા સર્વની ઈચ્છા છે કે આપ આપના ધર્મકુળને તેડાવો અને આ વિશાળ સંપ્રદાયની ધર્મધુરા ધર્મકુળમાં સ્થાપન કરો, જેથી મતવાદીઓ આપના વિશે જાત-જાતની વાતો કરે છે તે બંધ થાય અને આ દિવ્ય સંપ્રદાયના મૂળ સુદ્રઢ થાય. અમને બધાને આપના ધર્મકુળમાં શ્રદ્ધા છે. આ સંપ્રદાયની ધુરા આપ જેને સોંપશો એમની આજ્ઞામાં અમે રહીશું.'

પ્રથમ તો શ્રીજી મહારાજે આ વાત ઉપર કોઈ લક્ષ્ય ન આપ્યું અને કહ્યું 'આપણે તો ત્યાગી છીએ. ત્યાગીઓએ પોતાના પૂર્વાશ્રમનાં સગા-સંબધીઓ સાથે સંબંધ ન રખાય.'

શ્રીજીમહારાજની આવી ત્યાગ અને વૈરાગ્ય ભરેલી વાતો સાંભળી સંતો-હરિભક્તો થોડા નિરાશ થયા પરંતુ હાર્યા સિવાય અવાર-નવાર આવી વિનંતિ કરતા રહ્યા. આખરે શ્રીહરિએ બધાની લાગણી અને માંગણી સ્વીકારી.

શ્રીહરિના એક એકડમલ સંત માયાજીતાનંદ સ્વામીને છપૈયા તરફ મોકલવામાં આવ્યા. ભગવાન શ્રીહરિએ એમને પોતાના જન્મસ્થળ તથા કુળપરંપરાની કેટલીક નિશાનીઓ આપી. માયાજીતાનંદ સ્વામીએ એ નિશાનીઓના આધારે ધર્મકુળને ઓળખી કાઢ્યું. ધર્મકુળ પણ શ્રીહરિના દર્શન માટે વિરહાતુર હતું.

પ્રથમ રામપ્રતાપભાઈ અને ઈચ્છારામભાઈ શ્રીહરિના દર્શને આવ્યા. તેઓ ધર્મકુળને તેડવા પાછા સરવાર દેશ ગયા અને અંતે સમસ્ત ધર્મકુળનું શ્રી હરિના મિલન માટે ગુજરાતમાં આગમન થયું.

ધર્મકુળને શ્રી હરિના પ્રથમ દર્શન ક્યારે થયાં એ વિશે સંપ્રદાયના ગ્રંથોમાં વિવિધ પ્રકારની નોંધ પ્રાપ્ત થાય છે.

સદ્‌ગુરુ આધારાનંદ સ્વામી રચિત હરિચરિત્રામૃત સાગર ને આધારે જોઈએ તો ધર્મકુળનું શ્રીહરિ સાથે પ્રથમ મિલન કારીયાણીમાં થયું.

## આચાર્ય તો આવા હોય

સમસ્ત ધર્મકુળને ભગવાન શ્રીહરિમાં અપાર પ્રેમ અને આત્મીયતા હતા. પરંતુ સુવાસીની ભાભી, ઈચ્છારામભાઈ, વરીયાળી ભાભી, અવધપ્રસાદજી મહારાજ અને રઘુવીરજી મહારાજની વાત કંઈક જુદી જ હતી. આ બધાનાં નિષ્કામ પ્રેમે શ્રીહરિને વશ કરી લીધા હતા. આ પ્રેમ લોહીના સંબંધનો પ્રેમ નો'તો આ પ્રેમ ત્રણ દેહના ભાવથી પર બ્રહ્મભાવનો પ્રેમ હતો.

સંપ્રદાયમાં અનેક મહાન ભક્તો થયા છે પરંતુ દાદાખાચર અને રઘુવીરજી મહારાજ જેવા એકાંતિક ભક્તોની વાત જ અનોખી છે. આ બન્ને માટે ભગવાન શ્રીહરિ જ સર્વસ્વ હતા. શ્રીહરિ જ એમનો શ્વાસ હતા. શ્રીહરિ જ એમનો પ્રાણ હતા. શ્રીહરિ જ એમનું જીવન હતા.

પવનના આધારે ધજા ફરકે એ જ રીતે શ્રીહરિની મરજી પ્રમાણે જ આ બન્નેનું જીવન હતું. શુદ્ધ સોળ વલ્લા સોનામાં જેમ કોઈ જાતનો ભેગ ન હોય તેમ આ બન્ને ભક્તોની ભક્તિમાં કોઈ જાતના દેહભાવની ભેળસેળ ન હતી.

ઝુમ્મરમાં પ્રગટેલા દિવાની જ્યોતથી સમસ્ત ઝુમ્મર ઝળહળે એમ આ બન્નેના જીવનમાં શ્રીહરિ ઝળહળતાં હતાં. આ બન્ને ભક્તોને જેટલો શ્રીહરિનો મહિમા હતો એટલો જ શ્રીહરિના સંતોનો મહિમા હતો. બન્નેને સંતોમાં અપાર હેત હતું અને બન્નેનાં જીવનમાં સેવક ભાવ ભારોભાર ભર્યો હતો.

ભારતવર્ષમાં થયેલા ભક્તોના ઈતિહાસમાં કદાચ આવી ભક્ત બેલડી અજોડ હતી. નાની ઉંમર હોવા છતાં રઘુવીરજી મહારાજ સદ્‌ગુણોનો સાગર હતા. અવધપ્રસાદજી મહારાજ પણ પ્રગલ્ભ અને ગુણગંભીર હતા.

રઘુવીરજી મહારાજના દિવ્ય સદ્‌ગુણોથી મોટા મોટા સંતોની દ્રષ્ટિ એમના ઉપર ઠરતી હતી. હજુ આચાર્યની સ્થાપના પણ નો'તી થઈ એ વખતે મુક્તાનંદ સ્વામીના મુખથી ઉદ્‌ગારો સર્યા હતા કે 'આચાર્ય તો આવા હોવા જોઈએ.

## આચાર્યોની સ્થાપના

સંપ્રદાયની સ્થિરતા અને ભાગવત ધર્મની રક્ષા માટે આચાર્યની સ્થાપના અનિવાર્ય હતી.

આખરે વિક્રમ સંવત્ ૧૮૮૨ ના કારતક સુદ એકાદશીના પવિત્ર દિવસે શ્રીહરિએ વરતાલ ખાતે સર્વ મોટા-મોટા સંતો ભક્તોની સંમતિથી બે ગાદીઓની સ્થાપના કરી.

પોતાના મોટાભાઈ રામપ્રતાપજીના સુપુત્ર અયોધ્યાપ્રસાદજી મહારાજની અમદાવાદ શ્રી નરનારાયણદેવ ગાદીના આચાર્ય તરીકે નિમણુંક કરી અને પોતાના નાનાભાઈ ઈચ્છારામભાઈના સુપુત્ર રઘુવીરજી મહારાજની વડતાલ શ્રીલક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્ય તરીકે નિમણુંક કરી.

આ બન્ને ગાદીઓ વચ્ચે સંતુલન જળવાઈ રહે તે માટે શ્રીહરિએ બન્ને આચાર્યોના હાથ મહાયોગીરાજ ગોપાળાનંદ સ્વામીના હાથમાં સોંપ્યા. શ્રીહરિએ સ્વામીને બન્ને ગાદીઓની સંભાળ લેવાની આજ્ઞા કરી. બન્ને આચાર્યો પણ શ્રીહરિના વચને આવા મહાન સંતના માર્ગદર્શન પ્રમાણે સંપ્રદાયનું સુકાન સંભાળતા રહ્યા.

## સંતો એજ સાચા સગા

શ્રી રઘુવીરજી મહારાજ ગાદીએ બિરાજ્યા ત્યારે તેમની ઉમંર માત્ર ચૌદ વર્ષની હતી. એમના પત્નીનું નામ વિરજાદેવી હતું. શ્રીજી મહારાજ ધામમાં સિધાવ્યા ત્યારે રઘુવીરજી મહારાજ ૧૮ વર્ષના યુવાન હતા. સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, શુકાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરે સર્વ નાના મોટા સંતોને રઘુવીરજી મહારાજ ભારે આદર આપતા અને એમના માર્ગદર્શન પ્રમાણે જ ચાલતા હતાં. આ મહાન સંતો પણ શ્રીજી મહારાજની આજ્ઞા અનુસાર આચાર્યપદનું ગૌરવ વધે એજ રીતે વર્તતા હતા. રઘુવીરજી મહારાજને મન આ સંતો એજ સાચા સગા હતા. તેઓશ્રી નાના મોટા સૌ સંતોની સેવામાં હંમેશા તત્પર રહેતા. રઘુવીરજી મહારાજ ગઢપુરમાં બિરાજતાં હતા અને માંદા સંતોની ભારે સેવા કરતા હતા. તેમનો નિર્માની સ્વભાવ, સેવા કરવાનો ઉત્સાહ અને સંતો ઉપરનો ભાવ જોઈ સ્વયં શ્રીજી મહારાજ જાણે મુક્તાનંદ સ્વામીની વાતમાં સંમતિ પુરાવતા હોય એમ રઘુવીરજી મહારાજની મુક્તકંઠે પ્રશંસા કરતા કહેતા કે "આચાર્ય તો આવા જ હોય!"

## માંદા સંતની સેવા

એક સમય રઘુવીરજી મહારાજ વડતાલમાં વિરાજમાન હતા. ભગવાન શ્રીહરી પણ વડતાલમાં હતાં. વડતાલ મંદિરની ધર્મશાળામાં રહેતા એક સંત સખત બિમાર થયાં. મંદવાડ ચાર-પાંચ દિવસ ચાલ્યો.

મંદવાડને લીધે સાધુને અન્નની અરૂચિ થવાથી અન્ન લેવાયું નહિ. શરીર ક્ષીણ થઈ ગયું.

થોડા દિવસ પછી સંતનો તાવ ઉતર્યો, જમવાની થોડી રુચિ થઈ તેથી એમણે સેવા કરનાર સંતને કહ્યુ 'આજે થોડી ભૂખ લાગી છે. બાજરાનો રોટલો હોય તો આપો.' મોડી રાતનો સમય હતો. રસોડામાં રોટલાની કોઈ સામગ્રી પણ નો'તી. સેવા કરનાર સંતે વિચાર્યુ કે 'હું આચાર્ય મહારાજને રસોડે જાઉ. ત્યાંથી કદાચ સામગ્રી મળી જશે.'

આવું વિચારી સેવક સંત રઘુવીરજી મહારાજના ઉતારા તરફ ગયા અને ચારે તરફ દ્રષ્ટિ કરી કે કોઈ પાર્ષદને કહીને સામગ્રી મેળવી લઉં.

આ જ સમયે રઘુવીરજી મહારાજ પોતાનાં ઉતારે અર્ધરાત્રિનાં સુમારે હરતા-ફરતા શ્રીહરિનું સ્મરણ કરતાં-કરતાં માળા ફેરવતાં હતાં.

રઘુવીરજી મહારાજની નજર સાધુ ઉપર પડી. મહારાજશ્રીએ વિચાર્યુ કે 'આ સાધુને કંઈક જોઈતું હશે નહીંતર મોડીરાતે અહી ન આવે.' એમ ધારી તેઓશ્રી સામે ચાલીને સાધુ પાસે ગયા અને પુછ્યું 'કેમ સ્વામી! શું જોઈએ છે?'

પાર્ષદનો બદલે સ્વયં રઘુવીરજી મહારાજને પોતાની સામે

ઉભેલા જોઈ સાધુ થોડા સંકોચાયા. એમણે રઘુવીરજી મહારાજને માંદા સંતની સઘળી વાત જણાવી.

રઘુવીરજી મહારાજે ભારે ભાવ સાથે કહ્યું, 'સ્વામી તમે અત્યારે મધરાતે ક્યાં ચૂલો સળગાવશો? અને ક્યાં બધી સામગ્રી લઈ જશો? એમાં તો ઘણીવાર લાગશે અને અહી તો બધુ તૈયાર છે. તમે ધર્મશાળામાં પાછા જાવ, થોડીવાર રાહ જુઓ. હું હમણા જ રોટલો તૈયાર કરાવી રાખું છું. થોડીવાર પછી આવીને લઈ જજો.'

સાધુ ધર્મશાળામાં પાછા ગયાં. આ બાજુ રઘુવીરજી મહારાજે પોતે અબોટીયું પહેર્યું, હાથપગ ધોયા, ચૂલો સળગાવ્યો, ઉપર તાવડી મૂકી, પછી બાજરાના લોટમાં થોડો ચણાનો લોટ, હવેજ અને લીલી મેથીના પાંદડા નાખી રોટલો કરવા લાગ્યા.

આજ સમયે અક્ષરભુવનમાં પોઢેલા અંતર્યામી શ્રીહરિ અલૌકિક લીલા કરતા હોય એમ જાગી ગયા અને પોતાની નિરંતર સેવામાં રહેતા મૂળજી બ્રહ્મચારીને કહ્યું. 'બ્રહ્મચારી! અમને ખૂબ ભૂખ લાગી છે, કાંઈક જમવાનું આપો.'

બ્રહ્મચારીએ ભોળા ભાવે કહ્યું 'મહારાજ! તમેય ખરા છો. રાત્રે જમીને પોઢ્યા છો! પાછી મધરાતે ભૂખ લાગી! અત્યારે ખાવાનું ક્યાંથી લાવું? શ્રીહરિએ કહ્યું 'તમે રઘુવીરજીને રસોડે જાવ ત્યાંથી જમવાનું મળશે.

વચનમૂર્તિ બ્રહ્મચારી મહારાજ શ્રીહરિના વચને રઘુવીરજી મહારાજને ત્યાં ગયા ત્યાં તો રસોડામાં અબોટીયું પહેરીને રઘુવીરજી મહારાજ રોટલો કરી રહ્યા હતા અને એક રોટલો તાવડીમાંથી ઉતારીને નીચે મુકેલો હતો. રોટલો કરતા રઘુવીરજી મહારાજની દૃષ્ટિ બ્રહ્મચારી ઉપર પડી. અર્ધરાતે બ્રહ્મચારીને આવેલા જોઈને રઘુવીરજી મહારાજને આશ્ચર્ય થયુ અને પૂછ્યુ 'અરે! બ્રહ્મચારી મહારાજ, અત્યારે મોડીરાત્રે કેમ પધાર્યા?'

મુળજી બ્રહ્મચારી બોલ્યા 'જુઓને આ ભગવાનને મધરાતે ભુખ લાગી છે અને તમારે ત્યાંથી કંઈ પણ જમવાનું તૈયાર હોય તો મંગાવ્યુ છે.'

રઘુવીરજી મહારાજનું અંતર આનંદથી આંદોલિત થઈ ગયું અને મનમાં વિચાર્યું, હાશ! આજ મારી સેવા મહારાજ અને મહારાજના સંત બન્નેને કામે લાગશે. એમણે કહ્યું 'બ્રહ્મચારી મહારાજ! આ રોટલો તૈયાર જ છે તે લઈ જાવ અને મહારાજને જમાડો. આ બીજો રોટલો હમણા જ થઈ જશે એ સાધુ માટે મોકલીશ.'

મુળજી બ્રહ્મચારી રોટલો લઈને મહારાજ પાસે આવ્યા અને એ રોટલો મહારાજને જમવા આપ્યો.

રોટલો જમતાં- જમતાં શ્રીહરિએ બ્રહ્મચારીને પૂછ્યુ 'બ્રહ્મચારી! અત્યારે અધરાતે આવો તાજો રોટલો ક્યાંથી? બ્રહ્મચારી મહારાજે બધી હકીકત વિસ્તાર પૂર્વક સંભળાવી.

બ્રહ્મચારીની વાત સાંભળી શ્રીહરિ અત્યંત રાજી થયાં અને મંદ મંદ હસીને બોલ્યા 'બ્રહ્મચારી! હવે અમારી ભૂખ મરી ગઈ, આ બાકીનો રોટલો પાછો રઘુવીરજીને ત્યાં લઈ જાવ. પેલા સાધુ માંદા માટે રોટલો લેવા અવ્યા હશે. એને આ પ્રસાદીનો રોટલો આપજો અને કે 'જો કે આ પ્રસાદીનો રોટલો માંદા સાધુને જમાડે. આ રોટલો એ સાધુની ભવોભવની કસર કાઢી નાંખશે.'

બ્રહ્મચારી મહારાજ પ્રસાદીનો રોટલો લઈ રઘુવીરજી મહારાજને રસોડે ગયાં, ત્યાં તો પેલા સેવક સાધુ પણ રોટલો લેવા માટે આવી ગયા હતા.

રઘુવીરજી મહારાજે સાધુને રોટલો આપ્યો અને મૂળજી બ્રહ્મચારીએ પણ પ્રસાદીનો રોટલો સાધુના હાથમાં મૂક્યો અને કહ્યુ કે 'મહારાજે કહ્યું છે કે આ રોટલો માંદા સાધુને આપજો આ પ્રસાદીના રોટલાને પ્રતાપે એના

તનના અને મનના બધા જ તાવ ઊતરી જશે.'

સેવક સંત રોટલા લઈને ધર્મશાળામાં ગયા અને પ્રસાદીનો રોટલો માંદા સાધુને જમાડ્યો. એ રોટલાને પ્રતાપે સાધુનો તાવ સાવ ઊતરી ગયો અને જીંદગીમાં ફરીથી ક્યારેય ડોકાયો જ નહિ. સાથોસાથ એ સંતનુ મન પણ વાદળા વિનાના આકાશ જેવું નિર્મળ થયું અને બ્રાહ્મી સ્થિતિને પામ્યા.

બીજા દિવસે સંતો ભક્તોની સભા થઈ. શ્રી હરિ ઢોલિયા ઉપર વિરાજમાન થયા. આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ પણ સભામાં પધાર્યા અને શ્રી હરિના દર્શન કરી પોતાના આસને બેઠા.

શ્રીહરિએ સભામાં પ્રસંગોપાત કથાવાર્તા કરતાં-કરતાં રાત્રિના પ્રસંગની વિસ્તાર સાથે વાત કરી અને કહ્યું 'આચાર્ય તો આવા હોવા જોઈએ જે માત્ર અમારો નહિં અમારા સંતનો મહિમા પણ યથાર્થ સમજે અને એમની સેવા કરે.

## કથાવાર્તામાં ભારે રુચિ

આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી વચ્ચે ગાઢ અનુરાગ અને આત્મીયતા હતી. બન્ને એકબીજાનો ખૂબ જ મહિમા સમજતા. રઘુવીરજી મહારાજ ભગવાન રઘુનાથજીની પેઠે અત્યંત ધર્મનિષ્ઠ હતા અને સત્સંગના સંતો, પાર્ષદો, હરિભક્તોને પણ ટકોર કરીને ધર્મમય જીવન જીવવા માટે ભાર મૂકતા. રઘુવીરજી મહારાજ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણનો યથાર્થ મહિમા સમજતા અને ભગવાન શ્રીહરિ સર્વોપરી છે એવી બળભરી વાતો સભામાં કરતા.

પોતે આચાર્ય હોવા છતાં પણ સંતોના મુખેથી કથાવાર્તા સાંભળવામાં એમને અતિશય રુચિ હતી.

મહારાજશ્રી જૂનાગઢ અવારનવાર પધારતા

અને ગુણાતીતાનંદ સ્વામીના મુખેથી ભગવાન શ્રીહરિના મહિમાની વાતો ભારે ભાવપૂર્વક સાંભળતા. એક સમયની વાત છે રઘુવીરજી મહારાજ જૂનાગઢ પધારેલા. જૂનાગઢના ગુણાતીત સભામંડપમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી કથા વાર્તાનો સોપો પડવા નો'તા દેતા. મંદિરમાં પાંચ પાંચ વખત કથાઓ થતી.

મંગળા આરતી પછી કથાવાર્તા શરૂ થાય તે શણગાર આરતી સુધી ચાલે. શણગાર આરતી પછી પણ કથાવાર્તા થાય આ સમયે મંદિરની સેવાઓમાં જોડાયેલાં સંતો સેવાકાર્યમાં જોડાય અને બાકીનાં સંતો-પાર્ષદો રાજભોગ આરતી થાય ત્યાં સુધી ગુણાતીતાનંદ સ્વામીનાં મુખથી કથાવાર્તા સાંભળે.

રાજભોગ આરતી પૂરી થયા બાદ સંતોની જમવાની પંક્તિ થાય અને સર્વ સંતો જમ્યા પછી પાછા સભા મંડપમાં ભેગા થાય. પાછી કથાવાર્તા થાય.

બપોર વચ્ચે થોડો વિરામ રહે ત્યારબાદ ઠાકોરજી જાગે એ ઉત્થાપનનાં સમય બાદ પાછી કથાવાર્તા શરુ થાય તે છેક સંધ્યા આરતી સુધી ચાલે.

વળી પાછી સંધ્યા આરતી પછીની કથાવાર્તા તો હોય જ. આમ ગુણાતીતાનંદ સ્વામીનાં મુખેથી ભગવાન શ્રી

સ્વામિનારાયણનાં સર્વોપરીપણાંની વાર્તાઓનો પ્રવાહ ગંગાધારાની પેઠે અવિરત વહેતો રહેતો.

શ્રી રઘુવીરજી મહારાજ આ પાંચે-પાંચ કથામાં અચૂક ઉપસ્થિત રહેતાં પરંતુ રાજભોગ પછીની બપોરની કથામાં પહોંચવામાં મહારાજશ્રીને થોડી મુશ્કેલી થતી હતી. મંદિરમાં રહેતાં સંતો-પાર્ષદો માટે તો રસોઈ તૈયાર હોય એટલે એ તો ઠાકોર જમાડીને તુરંત કથામાં પહોંચી જતાં જ્યારે રઘુવીરજી મહારાજ તો રાજભોગ આરતી પછી પોતાનાં ઉતારાનાં મેડે પધારે. સેવક પાર્ષદે સગડી ઉપર પાણી ગરમ કરી રાખ્યું હોય. રઘુવીરજી મહારાજ આવી ખીચડી ઓરે. જે કાંઇ રીંગણા- બટેકા હોય એને ખીચડીમાં જ બાફવા મૂકી દે. સગડીને કોલસે બાટી બનાવે. આમ જાતે રસોઈ કરે, જાતે થાળ ધરે અને પછી પોતે જમે એટલે વાર બહુ લાગે.

રઘુવીરજી મહારાજનાં મનમાં થયું રસોઈમાં જ રોકાઈ રહીશ તો બપોરની કથાવાર્તાનો સ્વાદ ચૂકાઈ જશે. એટલે તેઓ જેવી તેવી કાચી-પાકી રસોઈ બનાવી, દેહને પોષણ થાય એટલું થોડું જમી બીજા સંતો કથામાં આવે ત્યાં સુધીમાં પોતે પણ કથામાં પહોંચી જતા. એક વાર સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનાં મનમાં થયું 'મહારાજશ્રી આટલી ઝડપથી કથામાં આવી જાય છે તો તેઓ રસોઈ ક્યારે કરતાં હશે? થાળ ક્યારે ધરતાં હશે ? કયારે જમતાં હશે?'

બીજા દિવસે સ્વામી રાજભોગ આરતી પછી મહારાજશ્રીનાં ઉતારાનાં મેડે પધાર્યા. જોયું તો રઘુવીરજી મહારાજ કાચી પાકી ખીચડી, કાચા-પાકા બટેટા અને કાચી પાકી બાટી ભગવાનને થાળમાં ધરાવી રહ્યાં હતાં .

સ્વામી બધો મામલો પામી ગયાં અને હાથ જોડીને કહ્યું 'આજે અમને પણ થોડી પ્રસાદી આપો. રઘુવીરજી મહારાજે હસતાં-હસતાં કહ્યું 'જોગી આ પ્રસાદી તમારે જમવા જેવી નથી.'

સ્વામીએ આગ્રહ ચાલુ રાખ્યો. રઘુવીરજી મહારાજે ખાખરાનાં પડીયામાં થોડી પ્રસાદી આપી. ગુણાતીતાનંદ સ્વામી એ પ્રસાદી જમવાં લાગ્યાં. ખીચડી સાવ કાચી હતી. બાટી પણ અધકચરી પાકી હતી.

સ્વામીએ ખાખરાનો પડીયો નીચે મૂક્યો અને બોલ્યાં 'મહારાજ આવું કાચું જમો છો? તમારું પેટ દુ:ખશે.' રઘુવીરજી મહારાજે મંદ-મંદ હસતાં-હસતાં કહ્યું 'સ્વામી! કૂકડા ને ચકલાં કાચું જ ખાય છે ને! એમને કાંઈ થતું નથી અમનેય કાંઈ નહિ થાય. રસોઈમાં સમય જાય અને તમારી વાતું સાંભળવાનું રહી જાય એ ખોટ્ય મને ન પોષાય .'

ગુણાતીતાનંદ સ્વામી કહે 'મહારાજ એવું ન કરાય. બપોરની કથા હવે અમે અહીં જ કરીશું તમે નિરાંતે રસોઈ કરો, થાળ ધરો, ઠાકોર જમાડો. હું કથાવાર્તા ચાલું રાખીશ, રસોઇ અને કથા આમ બેય કામ સાથે ચાલશે.

રઘુવીરજી મહારાજે સ્વામીની ભાવપૂર્ણ વિનંતીને સ્વીકારી લીધી અને રસોઈ કરતાં-કરતાં રાજયોગનું અવતરણ થયું.

## આ ફૂલે કોણ પહોચશે ?

એક સમયની વાત છે. રઘુવીરજી મહારાજ જૂનાગઢ પધાર્યાં હતાં. અનેક મોટા મોટા સદ્‌ગુરુઓ સાથે હતાં. દિવ્ય સભાઓ થઈ રહી હતી.

ગુણાતીત સભામંડપ બ્રહ્મ-પરબ્રહ્મનાં પડછંદાથી ગુંજી રહ્યો હતો. અમૃતનું પાન કરનારને તૃપ્તિનાં ઓડકાર ન આવે એમ અહીંયાં મહારાજશ્રી સહિત સર્વ સંતો હરીભક્તોને કથા વાર્તામાંથી તૃપ્તિ થતી

જ નો'તી.

રઘુવીરજી મહારાજ સભામાં વિરાજમાન હતાં. સંતો અને હરિભક્તોની સભા હકડે-ઠઠ ભરાયેલી હતી.

ભગવાન જેવા આચાર્યનું સાનિધ્ય સર્વને હુંફ પુરું પાડતું હતું. ગુણાતીતાનંદ સ્વામી કથાવાર્તાનો અમૃતરસ વહાવી રહ્યાં હતાં.

એવામાં રઘુવીરજી મહારાજનાં મનમાં એક દિવ્ય વિચાર ઉઠ્યો. એમની પાસે ગુલાબનાં ત્રણ ફુલ પડ્યાં હતાં. તેઓશ્રી આંગળીઓનાં ટેરવાથી વારમવાર ફુલોનો સ્પર્શ કરી ફૂલોને રમાડી રહ્યાં હતાં. એમનાં ટેરવાનાં સ્પર્શે સ્પર્શે એમના હૃદયનું કોઈ રહસ્ય નીતરી રહ્યું હતું. સર્વે સદ્‌ગુરુઓની આંખો આ ફુલોનાં ખેલ તરફ ખેંચાણી અને જાણે સર્વેએ સૂચક નજરે મહારાજશ્રીને પૂછ્યું, 'આ ખેલનો મર્મ સમજાવો.'

સર્વનાં અંતરને પામી ગયાં હોય એમ રઘુવીરજી મહારાજે પહેલાં ફુલ ઉપર હાથ મૂકી કહ્યું 'કોઈ આ ફુલ સુધી પહોંચ્યાં છે, પછી વચલાં ફુલ ઉપર હાથ મૂકી બોલ્યાં કોઈ આ ફુલ સુધી પહોંચ્યાં છે, પછી પોતાની તરફના છેલ્લા ફુલ ઉપર હાથ મૂકી બોલ્યાં આ ફુલ સુધી ભાગ્યેજ કોઈ પહોંચ્યું હશે.'

રઘુવીરજી મહારાજની વાતમાં ગૂઢ રહસ્ય સમાયું હતું. એ વાતમાં પરાત્પર પ્રગટ પુરુષોત્તમનારાયણ સુધી પહોંચવાની વાત હતી. ઋષિ મુનિઓએ જાત જાતનાં શાસ્ત્રોની રચનાં કરી હતી પરંતુ પ્રગટ પુરુષોત્તમ નારાયણનાં સર્વોપરિ મહિમા જેમાં સભર ભર્યો હોય એવા શાસ્ત્રની રચનાં કદાચ થઈ નહોતી. રઘુવીરજી મહારાજ આ ઉણપ તરફ સંકેત કરી રહ્યાં હતાં.

સભામાં બેઠેલાં સંતો-ભક્તોમાંથી કોણ-કોણ આ રહસ્યને સમજી શક્યાં હશે એ કહેવું મૂશ્કેલ છે. પરંતુ રઘુવીરજી મહારાજના હૃદયની વાત સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના હૃદય સુધી પહોંચી ગઈ. તેઓ તરત ઉભા થયાં અને એ છેલ્લું ફૂલ ઉપાડી લીધું અને સમીપમાં બેઠેલાં સદ્‌ગુરુ બ્રહ્મચારી અચિંત્યાનંદજીનાં હાથમાં મૂક્યું અને કહ્યું 'મહારાજ! આ ફુલ સુધી આ બ્રહ્મચારી પહોચશે.

સઘળી સભા આ રહસ્યપૂર્ણ દશ્યને નીરખી રહી. રઘુવીરજી મહારાજ મંદ મંદ હસતાં બોલ્યાં 'સ્વામી! પારસા આવ્યા કે? 'ફરીથી રઘુવીરજી મહારાજનાં વચનોમાં રહસ્ય ઘુંટાતું હતું. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ એ મર્મ ભરેલું હાસ્ય વેરતાં વેરતાં એટલું જ કહ્યું, 'હા મહારાજ.

વાંછડાને જોઈને ગાય પારસો મેલે અને ચારેય આંચળમાંથી દૂધ વહેવા લાગે એને પારસો આવ્યો કહેવાય.

ઉત્તમ સત્પાત્ર શિષ્યને જોઈને સદ્‌ગુરુને પણ એવોજ અમૃતરસનો પારસો ચઢતો હોય છે. અહીં બ્રહ્મચારી મહારાજ શ્રીઅચિંત્યાનંદજીની ઉત્તમ પાત્રતા હતી અને સામે સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનો કૃપાનો વરસાદ હતો.

રઘુવીરજી મહારાજનાં હૃદયના રહસ્યનું બીજ અચિંત્યાનંદજી બ્રહ્મચારીનાં હૃદયમાં રોપાયું. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનાં કૃપાના વરસાદથી એ બીજ 'શ્રી

હરિલીલાકલ્પતરુ'ના નામે ઉગ્યું, ફુલ્યું અને ફાલ્યું.

રઘુવીરજી મહારાજના ત્રીજા ફુલનું રહસ્ય એટલે 'પરથી પણ પર એવા અક્ષરબ્રહ્મથી પણ પર પુરુષોત્તમ નારાયણના સર્વોપરી મહિમાનું યથાર્થ નિરૂપણ.' રઘુવીરજી મહારાજના આ ત્રીજા ફુલની સુગંધ '**હરિલીલા કલ્પતરુ**'માં શ્લોકે શ્લોકે સમાયેલી છે.

કોઇ પણ લેખકને પોતાની રચના પ્રત્યે એક જાતનો લગાવ હોય છે પરંતુ અચિંત્યાનંદ બ્રહ્મચારીની વાત જુદી હતી. એમને રઘુવીરજી મહારાજ પ્રત્યે અપાર હેત અને આદર હતા અને સાથોસાથ આ ગ્રન્થના પ્રેરણાદાતા પણ રઘુવીરજી મહારાજ હતાં. પરિણામે અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ આ મહાન ગ્રંથના રચયિતા તરીકે પોતાનું નામ ન રાખતા રઘુવીરજી મહારાજનું નામ રાખ્યું.

બ્રહ્મચારી મહારાજનું આ શ્રેષ્ઠ સમર્પણ હતું, અને આ સમર્પણમાં એમની રઘુવીરજી મહારાજ પ્રત્યેની ભારોભાર ગુરુનિષ્ઠા ભરી હતી.

## પ્રભાવ સંતોનો

આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ એક વખત જામનગર પધાર્યા હતા. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તેમજ અન્ય ઘણા પરમહંસો પણ સાથે હતા. આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ સાથે આ સંતમંડળી જામનગર શહેરની બજારમાંથી પસાર થઇ ત્યારે ગામની બાઇઓ બોલી જે આ તો ભગવાનના સાધુ લાગે છે, કોઇ ઊંચી નજરે પણ જોતું નથી અને આ સાધુની વચ્ચે એના દેવ બેઠા હોય એવું લાગે છે. આ વાતો કેટલાક હરિભક્તો સાંભળી ગયા અને પરસ્પર વાતો કરવા લાગ્યા કે આ બાઇઓનું કલ્યાણ થશે, કારણ કે શ્રીજી મહારાજના દીકરા આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ અને આ સંતોનો એણે ગુણ લીધો છે. આ વાત સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ સાંભળી ત્યારે ગામ બહાર સંત સભામાં બિરાજેલા આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ આગળ જઇને સ્વામી બોલ્યા, 'મહારાજ! આજે તમે એક સભા જીત્યા.' ગુણાતીતાનંદ સ્વામીની આ વાત સાંભળીને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ બોલ્યા કે 'હે સ્વામી! હજુ તો ગામમાં આવીને ઉતારા પણ કર્યા નથી ત્યાં કઇ સભા જીતાઈ ગઇ?' ત્યારે સ્વામી બોલ્યા, 'હે મહારાજશ્રી! તમે અહીં સંતમંડળ સહિત પધાર્યા તેનો પ્રભાવ ગામની ડોશીઓ ઉપર પડ્યો અને આ સાધુને ભગવાનના સાધુ માન્યા અને તમને દેવ જેવા માન્યા તેથી હવે આ ગામમાં સત્સંગ જરૂર ફેલાશે અને સત્સંગની અલૌકિક રીત આપના પ્રતાપે પ્રગટ થશે.'

## દિવ્ય લીલા

ગઢપુરમાં શ્રીજી મહારાજના નિવાસસ્થાન અક્ષર ઓરડી નજીક ગંગાજળીયા કૂવા પાસે બે ઓરડા હતા. તેમાં એક ઓરડામાં અયોધ્યાપ્રસાદજી મહારાજ પરિવાર સાથે રહેતા અને બીજા ઓરડામાં રઘુવીરજી મહારાજ સપરિવાર રહેતા. શ્રીજી મહારાજ આ બન્ને આચાર્ય બંધુઓના ઘેર પોતાના આગ્રહને વશ થઇને થાળ જમવા પધારતા. એક વખત દિવાળીના શુભ પ્રસંગે શ્રીજી મહારાજ વાસુદેવનારાયણના ઓરડા આગળ બિરાજમાન હતા ત્યારે શ્રીજી મહારાજ કહે, 'આજ તો દિવાળીનો મોટો તહેવાર છે તો અમને તથા આ અમારા સંતોને કોણ જમાડશે?' ત્યારે રઘુવીરજી મહારાજ

ઉત્સાહથી બોલ્યા કે, 'મહારાજ! હું બધાને જમાડીશ.'

શ્રીજી મહારાજ પણ પ્રેમી ભક્ત રઘુવીરજી મહારાજનો ભાવ જોઇને મોટેરા સદ્‌ગુરુઓને સાથે લઇને તેમના ઓરડે જમવા પધાર્યા. સદ્‌ગુરુ મુકતાનંદ સ્વામી, સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી, સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામી વગેરે સંતો શ્રીજી સાથે પ્રસાદ લેવા બેઠા. રઘુવીરજી મહારાજ સ્વયં શ્રીજી મહારાજ અને સંતોને ભાવથી પીરસવા લાગ્યા અને આગ્રહ કરીને જમાડે ત્યારે શ્રીજી મહારાજ જમતા જાય અને સદ્‌ગુરુઓને પ્રસાદી આપતા જાય. વચ્ચે પોતે જળપાન કરીને પેટ ઉપર હાથ ફેરવતા જાય. મુકુંદ બ્રહ્મચારી મહારાજને ભાવતી ચીજોનો આગ્રહ કરતા જાય અને વીંઝણો લઇને પવન ઢોળે. પરસ્પર આગ્રહ કરતા અને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજનો ભાવ ગ્રહણ કરતા શ્રીજી મહારાજ અને સદ્‌ગુરુઓ ખૂબ જમ્યા. તે સમયે રઘુવીરજી મહારાજ અને તેમના ધર્મપત્ની વીરજાદેવી જમે તેટલું જ બાકી રહ્યું ત્યારે એ પણ શ્રીજી મહારાજે માગી લીધું અને શ્રીજી બોલ્યા, 'આજ તો દીવાળી છે એટલે સારી પેઠે જમ્યા અને આ વર્ષે દીવાળી પરિપૂર્ણ થઇ.' એટલે રઘુવીરજી મહારાજ કહે, 'હે મહારાજ! ઘરમાં હતું તે બધું જ પરિપૂર્ણ થઇ ગયું છે.' તે સાંભળી શ્રીજી મહારાજ મુખારવિંદ આડો રૂમાલ રાખીને હસવા લાગ્યા. પછી જળપાન કરી મુખવાસ જમ્યા અને સદ્‌ગુરુ સંતો પણ મુખવાસ પ્રસાદી લઇને પોતાના આસને પધાર્યા. આ સમયે રઘુવીરજી મહારાજના ધર્મપત્ની ઘરમાંથી લાજ કાઢીને બહાર આવ્યા અને શ્રીજી

મહારાજને પગે લાગ્યા. ત્યારે મહારાજ કહે, 'અમે તો કોઇના દેહના સગા-વહાલા નથી, અમે તો કોઇના સસરા નથી, અમે કોઇના જેઠ નથી અને કોઇના દેર પણ નથી, અમે તો પુરુષોત્તમનારાયણ છીએ.' આવું મર્માળુ વચન સાંભળીને વિરજાદેવીએ લાજ ખોલી નાખી અને શ્રીજી મહારાજના ભાવપૂર્વક દર્શન કર્યાં. રઘુવીરજી મહારાજ પણ શ્રીજીનું આ લીલા ચરિત્ર નિહાળી રાજી થયા.

રઘુવીરજી મહારાજના ધર્મપત્ની ત્યારપછી હંમેશા શ્રીજી મહારાજના દર્શન કરતા, ધ્યાન કરતા, પૂજન કરતા અને શ્રીજી મહારાજને પિતા તુલ્ય માનીને બધો જ વ્યવહાર કરતા, પરંતુ કોઇપણ દિવસ રઘુવીરજી મહારાજને શ્રીજી સ્વરૂપમાં કોઇ પ્રકારનો સંશય થયો નહિ, તેથી શ્રીજી મહારાજ ઘણીવાર રઘુવીરજી મહારાજની શ્રદ્ધા-ભક્તિ અને સમજણની પ્રશંસા કરતા અને કહેતા કે 'રઘુવીરજી મહારાજની સમજણ ખૂબ સારી છે અને સત્સંગનો મહિમા પણ ઘણો જાણે છે.'

## આચાર્ય દ્વારા કસર ટાળી

બામણગામમાં નારુજી કરીને ગરાસીયા હતા. તે શ્રીજી મહારાજ સાથે ગામોગામ ફરતા હતા પણ શ્રીજી મહારાજને પોતાને ઘેર કોઈ દિવસ પધરાવ્યા નહીં. પછી તેણે દેહ મેલ્યો ત્યારે શ્રીજી મહારાજ વિમાન લઈને તેને તેડવા સારૂ પધાર્યા અને સૌની આગળ નારુજી બોલ્યા જે, 'શ્રીજી મહારાજ તેડવા પધાર્યા છે. તેમની સાથે હું ધામમાં જાઉં છું.' પછી શ્રીજી મહારાજ તેમને ધામમાં તેડી ગયા અને ત્યાં

સંતની તથા પાર્ષદની પંક્તિ કરી અને ઝીણાભાઈ અને દાદાખઆચર વચ્ચે નારુજીને બેસાર્યા. પછી મહારાજે નારુજીનું ભાણું ટાળીને બીજાને પીરસ્યું અને હરિહર કર્યા. પછી નારુજી બોલ્યા જે, 'મહારાજ મારા ભાણામાં પિરસ્યું નથી.' મહારાજ કહે જે, 'તપાસ કરજે, તે ઘેર કોઈ દિવસ સંતની પંક્તિ કરી છે?' અને નારુજીને ક્ષુધા પણ બરાબર લાગેલી હતી. પછી મહારાજને કહ્યું જે, 'મને ઝટ દેહમાં મેલો.' અહી ઘરમાં તેનું શબ બાંધતા હતા તેટલામાં નારુજીનું શરીર સચેત થયું. પછી શબને છોડી નાંખ્યું અને ઘેર લઈ ગયા.

બીજે દિવસે બેય આચાર્યને તેડાવવા કાગળ લખીને માણસ મોકલ્યું એટલે અયોધ્યાપ્રસાદજી મહારાજ એકસો માણસો સાથે લઈને બામણગામ પધાર્યા અને રઘુવીરમહારજ પણ પધાર્યા. ત્યાં આઠ દિવસ સુધી રાખ્યા અને પછી છેલ્લે દિવસે પૂજા કરી આરતી ઉતારીને સંતને વસ્ત્ર ઓઢાડીને પોતે હાથ જોડીને વિનંતી કરી કે, 'મહારાજ મને અક્ષરધામમાં લઈ ગયા હતા અને ત્યાં મને આવી રીતે દેખાડ્યું. પછી અયોધ્યાપ્રસાદજી મહારાજને તથા રઘુવીરજી મહારજને વિનંતી કરી કે 'તમે ભગવાનના પુત્ર છો. તે મારી ઉપર રાજી થાઓ એટલે મહારાજ મને અક્ષરધામમાં  તેડી જાય.' પછી આચાર્ય મહારાજ તેને બાથમા ઘાલીને મળ્યા ને કહ્યું જે, 'હવે તમને શ્રીજીમહારાજ સુખેથી અક્ષરધામમાં તેડી જશે.' પછી થોડા દિવસ કેડે તેણે દેહ મેલ્યો ત્યારે શ્રીજીમહારાજ તેમને ધામમાં તેડી ગયા.

## મહારાજ સાથે એકરૂપતા

ગામ લંગાળમાં ગોયો કરીને આયર હરિભક્ત હતા. તેણે રઘુવીરજી મહારાજને બળદ આપ્યા હતા. પણ તેમના મનમાં એમ સંકલ્પ થતો રહેતો જે, 'મે રઘુવીરજી મહારાજને બળદ આપ્યા છે તે મહારાજને પહોંચ્યા હશે કે નહીં.' એમ તેમના મનમાં સંકલ્પ રહ્યા કરતો હતો. પછી એક દિવસ સવારમાં શ્રીજી મહારાજ તેના બળદને રથે જોડીને ગામ લંગાળને પાદર રંઘોળી નદી છે ત્યાં આવ્યા ને ઉતર્યા અને સાથે કેટલાક સંત તથા પાર્ષદ પણ હતા. તે વખતે તે ગોયા ભગતનો દીકરો પુંજો સાંતી લઈને ખેતર જતો હતો. તે આનંદસ્વામીનો સેવક હતો. પછી તેને સ્વામીએ નામ દઈને બોલાવ્યો જે, 'પુંજા એ પુંજા જો આ તારા બળદીયા છે તે મહારાજની વેલ્યે જોડ્યા છે અને તારા બાપને કહેજે, તે રઘુવીરજી મહારાજને બળદ આપ્યા છે તે બળદ શ્રીજીમહારાજને પહોંચ્યા છે.' પછી તેણે શ્રીજી મહારાજના તથા સંતના દર્શન કર્યા અને મહારાજને બળદ આપ્યા છે તે બળદને વેલે જોડીને શ્રીજી મહારાજ તથા આનંદબ્રહ્મચારી આંહીયાં નદીએ પધાર્યા હતા તેમના દર્શન કરીને હું આંહી આવ્યો અને મહારાજે મને કહ્યું જે 'તું તારા આતાને કહેજે જે તેં રઘુવીરજી મહારાજને બળદ આપ્યા છે તે બળદ મને પહોંચ્યા છે.' પછી પોતાનો સંકલ્પ હતો તે ટળી ગયો.

## ઉત્તમ ઉપદેશક

રઘુવીરજી મહારાજ કથાવાર્તાના શ્રવણમાં ભારે રુચિ રાખતા હતા. તેઓશ્રી મોટા મોટા સદ્‌ગુરુઓના મુખેથી ભારે રસપુર્વક કથાવાર્તાનુ શ્રવણ કરતા. એ જ રીતે એમની કથાવાર્તા પણ પ્રભાવક હતી.

ભગવાન રામચંદ્રજીની પેઠે તેઓશ્રીનું જીવન સદાચારી અને ધર્મનિષ્ઠ હોવાથી તેમનો એક એક શબ્દ સાંભળનારના હૈયામાં સોંસરો ઉતરી જતો હતો.

સંપ્રદાયના નાના-મોટા સંતો ઉપર તેમના ધર્મમય જીવનનો ભારે પ્રભાવ રહેતો હતો. ભગવાન સ્વામિનારાયણની ધર્મ ગાદીના આચાર્ય તરીકે ધર્મનું પાલન કરવું અને કરાવવું એ વિષે તેઓ સદૈવ જાગૃત રહેતા. તેઓને બરાબર ખ્યાલ હતો કે ભગવાન શ્રી સ્વામિનારાયણે આ ગાદીઓની સ્થાપના એકાંતિક ભાગવત ધર્મની રક્ષા માટે કરી છે. ભગવાન શ્રી સ્વામિનારાયણનો સર્વોપરિ મહિમાં તેઓશ્રી યથાર્થપણે સમજતા હતાં. અને એમની વાતોમાં પણ ભગવાન શ્રીહરિનો સાર્વોપરિ ભાવ અનો સર્વાવતારીપણાનો ભાવ છલકતો રહેતો. રઘુવીરજી મહારાજે કરેલી કથાવાર્તાનો સાર "રઘુવીરજી મહારાજની વાતો" એ નામે હસ્તલેખિત ખરડાઓમાં ઉપલબ્ધ છે અને આપણા શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ દ્વારા એમનું પ્રકાશન પણ થયેલું છે. રઘુવીરજી મહારાજની વાતોમાંથી કેટલીક વાતો આ અંકમાં આપ સમક્ષ પીરસવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે.

## અક્ષરવાસ

શ્રી રઘુવીરજી મહારાજે લગભગ ૩૭ વર્ષ સુધી ગાદી શોભાવી. એમના વરદ હસ્તે અનેક મંદિરોના નિર્માણ થયા. ગઢપુર અને જુનાગઢમાં શ્રીહરિકૃષ્ણ મહારાજની મૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ. ખંભાતમાં હરિકૃષ્ણ મહારાજ તથા રાધાકૃષ્ણ દેવ, ભરુચમાં રેવતી-બળદેવ તથા શ્રીકૃષ્ણ ભગવાન, સુરતમાં નારાયણ મુનિદેવ, રાધા-કૃષ્ણ દેવ, મુંબઈમાં હરિકૃષ્ણ મહારાજ અને ગોલોકવિહારીજી, નિમાડ દેશના ધરગામમાં નારાયણ ભગવાન, બુરાનપુરમાં શ્રીહરિકૃષ્ણ મહારાજ અને લક્ષ્મીનારાયણદેવ, સાવદામાં રાધાકૃષ્ણદેવ, સોરઠ દેશના માણાવદરમાં હરિકૃષ્ણ મહારાજ, ઉનામાં બાલમુકુંદ ભગવાન વગેરે અનેક મંદિરોમાં રઘુવીરજી મહારાજે મૂર્તિઓ પધરાવી, પ્રતિષ્ઠા કરી.

આ ઉપરાંત ભગવાન સ્વામિનારાયણ જે રીતે ઉત્સવ સમૈયાઓ કરતા એ જ પરંપરાને એમણે યથાવત જાળવી રાખી. રઘુવીરજી મહારાજના સમયમાં સ્વામિનારાયણ સંપ્રદાય સોળે કળાએ ખીલ્યો. એમના નામથી અનેક સત્શાસ્ત્રોની રચના થઈ. જેમકે હરિલીલાકલ્પતરૂ, સર્વમંગલ સ્તોત્રાની 'ભાવપ્રબોધિની' વ્યાખ્યા, જનમંગલસ્તોત્રની 'ભાવાર્થ પ્રકાશિકા' ટીકા, શિક્ષાપત્રી ભાષ્ય વગેરે.

ભગવાન શ્રીહરિની અકળ ઈચ્છાથી રઘુવીરજી મહારાજને ત્યા કોઈ સંતાન ન હતું. એમના પછી વરતાલની ગાદીએ આચાર્ય કોણ થશે? એ પ્રશ્ન હતો. આખરે મોટા-મોટા સંતો અને મોટા-મોટા હરિભક્તોની સંમતિથી રઘુવીરજી મહારાજે પોતાના ભત્રીજા ભગવદ્‌પ્રસાદજી મહારાજને વેદોક્તવિધિ પૂર્વક આ ગાદીએ બેસાડ્યા. વિક્રમ સં. ૧૯૧૯ ની સાલ હતી, મહાસુદી બીજનો દિવસ હતો. આ દિવસે શ્વાસોચ્છ્‌વાસે શ્રીહરિને સંભારતા થકા રઘુવીરજી મહારાજ શ્રીહરિની મુર્તિમાં નિમગ્ન થયા.

આવી યોગ સમાધિની પરમ અવસ્થાએ એમનું પંચભૌતિક શરીર છૂટી ગયું અને તેઓ ભગવાન શ્રીહરિનાં અક્ષરધામે સંચર્યા. પરંતુ એમનો આચાર્યપદનો કાર્યકાળ સંપ્રદાયના ઈતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયો અને અમર થયો.

# આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજની અમૃત વાણી

## ૧. સેવાનો મહિમા

શ્રીજી મહારાજ રામાનંદ સ્વામી પાસે રહ્યા ત્યારે તેમની સર્વે સેવા પોતે કરી અને પોતે મંદિર કરાવ્યાં તેમાં પોતાનો રાજીપો બહુજ ને આ ગોપીનાથજીનું મંદિર પોતે કરાવ્યું તેમાં પોતાનો બહુ રાજીપો ને કેટલીકવાર ઘેલા નદીમાંથી પોતે મસ્તક ઉપર પત્થર લેતા ને લેવરાવતા અને કાંકરી લેવરાવતાં ઘણીકવાર દર્શન કર્યાં છે. તે એકવાર શ્રીજી મહારાજે એક પથ્થર મસ્તક ઉપર લીધો તે સોમલા ખાચર ને સુરો ખાચર કહે લાવો મહારાજ તમારે સાટે અમે લઈએ ત્યારે મહારાજ કહે તમારે ભક્તિ હોય તો ઘેલામાંથી લ્યો. અને મંદિરનું કામ ચાલે તે કામની નિરંતર મહારાજ ખબર રાખતા ને કડીયાને બતાવતા ને કામ કરવાને વાસ્તે સાધુને બોલાવતા જે, ચાલો સાધુ મહારાજ, કડીયા ખોટી થાય છે. એમ કહીને બોલાવતા અને મંદિરનું જે કામ કરતા ને તેના ઉપર બહુ રાજી થાતા અને તેને પ્રસાદીના થાળ આપતા અને વસ્ત્ર અલંકારાદિક અનેક વસ્તુઓ આપતા. એક વાર સાધુ માથે પથ્થર ખાણેથી ઉપાડી લાવ્યા તે મહારાજ બહુ રાજી થયા ને ટાઢું જળ પોતે પાન કરી સર્વને સારી પેઠે પાયું ને સાધુને બાથમાં ઘાલીને સારી પેઠે મળ્યા ને ચરણારવિંદ દેવા માંડ્યા તે સાધુએ હૃદયમાં લેવા માંડ્યા ત્યારે મહારાજ કહે મસ્તકે લ્યો માથા તપ્યાં હશે તે ટાઢા થાય એમ કહીને બહુ રાજી થયાં ને એવી રીતે પોતે સેવા કરીને આપણને સેવા કરવા શીખવીને આપણા ઉપર અતિશય દયા ને અતિશય હેત તો પણ આપણે સર્વે જેમ છે તેમ મહિમા સમજી શક્યા નહિ ને સેવા પણ કરી શક્યા નહિ.

## ૨. મહારાજની મોટ્યપ

શ્રીજી મહારાજની દયાનો પાર નહિ તે જુવોને મોટા મોટા રાજાઓ રાખવા માંડ્યા પણ રહ્યા નહિ ને દેવલોકમાં પણ રહ્યા નહિ અને બ્રહ્માના લોકમાં પણ રહ્યા નહિ ને મહતત્ત્વના લોકમાં પણ રહ્યા નહિ અને પ્રધાન પુરુષના લોકમાં પણ રહ્યા નહિ ને પ્રકૃતિપુરુષના લોકમાં પણ રહ્યા નહિ ને સર્વોપરિ જે અક્ષર એની સેવાનો અંગિકાર મનમાં આવે તો કરે ને મનમાં ન આવે તો ન કરે એવા જે પુરુષોત્તમ ભગવાન તે આપણા જેવા મનુષ્ય રુપે થયા ને પોતે જે જે સાધન કર્યાં તે આપણા પાસે કરાવ્યાં સારુ કર્યાં તે આપણને બ્રહ્મરુપ કરીને પોતાની સેવાનું સુખ દેવા સારુ આપણા પાસે સાધન કરાવ્યાં.

## ૩. દોષ ટાળવા

ભગવાનના સ્વરુપમાં બે જણા અખંડવૃત્તિ રાખતા હોય ને એક જણને આંખનું મટકું ભરીએ એટલી વાર ભગવાનની વિસ્મૃતિ થાય તો એ ખામી કોટિ કલ્પે પણ ભાંગે નહિ ને અક્ષરધામમાં જાય તો પણ ભાંગે નહિ ને તેમજ ધર્મ પણ બે જણા પાળતા હોય ને એક જણને અણુમાત્ર ન્યૂનતા રહે તો તે ખામી કોટી

કલ્પે પણ ભાંગે નહિ ને જ્ઞાનાભ્યાસ બે જણા કરતા હોય ને એક જણને કોઇ વાતની કસર રહે તો પણ કોઇ રીતે એ વાંધો કોટિ ઉપાયે ભાંગે નહિ ને બે જણને ઉપાસના સરખી હોય ને એક જણને લગારેક ન્યૂનતા રહી ગઇ તે કોટી કલ્પે પણ ખામી ભાંગે નહિ ને ભગવાનનો મહિમા બે જણા સરખો સમજતા હોય ને એક જણાને લગારેક ન્યૂનતા રહે તો એ ખામી કોટી કલ્પે પણ ભાંગે નહિ ને ભગવાનની ને એકાંતિકની અનુવૃત્તિમાં બે જણા વર્તતા હોય ને એક જણને લગારેક ન્યૂનતા રહે તો કોઇ રીતે ખામી ભાંગે નહીં ને ભગવાનના ગુણ, સ્વરુપ, ઐશ્વર્ય વિભૂતિને બે જણા સરખા સમજતા હોય ને એક જણાને લગારેક કસર રહી જાય તો કોઇ રીતે ખામી ભાંગે નહિ ને ભગવાનમાં બે જણાની અતિશય હેતે કરીને વૃત્તિ અખંડ ચોંટી ગઇ હોય ને એક જણાને અરધી નિમિષ માત્ર ખામી રહી જાય તો એ ખામી કોટી કલ્પે પણ ભાંગે નહિ ત્યાં દૃષ્ટાંત જેમ બે જણા સરખા ચાલ્યા જતા હોય ને એક જણ વાંસે રહી જાય તે કોઇ રીતે ભેગો થાય નહિ. તેમ અને એ ખામી ક્યારે ભાંગે તો અતિ ઉત્કૃષ્ટ શ્રદ્ધા ઉપજે ને ઉત્કૃષ્ટ જ્ઞાની ભક્તોનો સમાગમ થાય તો એ ખામી ભાંગે ને ખામી કોઇ રીતે ભાંગે એમ ન હોય તો તે ઉત્તમ ભક્ત શ્રીજી મહારાજને કહે જે એના દોષ ટાળો તો ભગવાન એનું એટલું કહ્યું માને એટલે એના દોષ ટળી જાય ને એ ઉત્તમ ભક્તને ભગવાને બધો સત્સંગ સોંપ્યો છે તે ભગવાન એનું જરુર એટલું કહ્યું માને માટે એને રાજી કરે તો કોઇ વાતની કસર રહે નહિ.

## ૪. ધર્મપાલન

મહારાજે અમને મોટા કર્યા છે તે અમારે કાંઇ નવું કરવું નથી મહારાજના વચનમાં રહેવું છે ને બીજા સર્વેને મહારાજના વચનમાં રાખવા છે એજ કરવું છે ને એજ કરાવવું છે ને એ વચન લોપીને એ વચનનું ઉલ્લંઘન કરીને કોઇ સુખીયો થયો નથી અને થાશે પણ નહિ ને અમે જો મહારાજના વચનથી બારું કાંઇ કહીએ કે પ્રથાથી બારું કાંઇ કહીએ તો એ વચન તમારે માનવું નહિ ને મહારાજની પ્રથા પ્રમાણે તો જરુર માન્યું જોશે કેમ જે આપણે સર્વેને શ્રીજી મહારાજને રાજી કરવા છે ને એ વિના બીજો શ્રીજીને રાજી કરવાનો ઉપાય નથી.

## ૫. સાવધાની

રાત્રીએ સુવું ત્યારે ભગવાનની ને મોટા સાધુની સ્તુતિ ને પ્રાર્થના કરીને સૂવું ને મોટા મોટા હરિભક્તને સંભારીને સુવું ને સુવું ત્યારે ભગવાનની મૂર્તિની સ્મૃતિ રાખવાનો સંકલ્પ રાખવો અને ઉંઘવાનો સંકલ્પ રાખવો નહિ ને ભગવાનનું ધ્યાન કરતાં કરતાં નિદ્રા આવવા દેવી નહિ અને જો અસાવધાનપણાં થકી નિદ્રા આવે તો અંતરશત્રુ જરુર પરાભવ કરે જેમ બહુ આકરું મનુષ્ય હોય તેના સર્વ સંબંધી મારી નાખ્યાં હોય ને સર્વે પદાર્થ ખેંચી લીધાં હોય ને મા, બહેન, ને દિકરીને લઇ યવનને આપે ત્યારે તેને અતિશે દાઝ થાય અને તે દાઝે કરીને અતિશે ક્રોધાયમાન થયો હોય ને તે સમે તેના ખોળામાં માથું મૂકીને સુતા ત્યારે તેનું માથું કાપ્યા વિના રહેશે? નહિ જ રહે, જરુર માથું કાપી નાખશે. તેમ અધર્મ સર્ગને આપણે દિવસ આખો ખોદાખોદ કરીએ તેણે કરીને ખીજી રહ્યા એવા વૈરી જે કામ, ક્રોધ, લોભ, માન, સ્વાદ, સ્નેહ, ઈર્ષા, દંભ, કપટ ને અસુયા એ આદિક ને મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર,

ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, પાયુ ને ઉપસ્થ એ આદિકનું આપણે દિવસ આખો પરાભવ કરીને અતિશે ખીજવ્યાં હોય ને પછી રાત્રીએ એનો વિશ્વાસ કરીને એના ખોળામાં માથું મૂકીને સુતા તે માથું કાપ્યા વિના રહેશે નહિ, જરુર માથું કાપશે. માટે ભગવાનની ને સાધુની સ્મૃતિ કરતાં કરતાં નિદ્રા આવી જાય તો એ આપણી રક્ષા કરે ને આપણી સહાય કરે. અંતરશત્રુનો વિશ્વાસ તો કરવો જ નહિ. ત્યાં રામ ખુમાણની વાત કરી જે એ વૈરે નિસર્યા હતા ને રાત્રે સુવે જ નહિ ને હાથમાં ઘોડીની સરક ઝાલીને ઉભા રહે, ને એમ સરક ઝાલીને ઉભા રહે નહિ, ને સુવે તો જરુર બારીગર માથું કાપી નાખે તેમ આપણે ઈન્દ્રિયો ને અંતઃકરણ ને અધર્મનો સર્ગ એ સાથે શત્રુપણું ને વૈર બહુ કર્યું છે માટે એનો વિશ્વાસ કરવો જ નહિ ને એ શત્રુ કોઇ એકવાર માથું કાપે છુટકો કરે એવા નથી એ તો અનંત માથાં કાપે તો પણ મુકે એવા નથી.

## ૬. ક્રિયા દ્વારા સિદ્ધિ

મંદિરમાં રહેતા હોઇએ તે મંદિરનો મમત્વ રાખવો એમાં શ્રીજી મહારાજનો બહુ રાજીપો છે ને જે મંદિરમાં પોતે રહેતા હોઇએ તે મંદિરની ક્રિયાની પોતાને સોંપાણી હોય તે ક્રિયા કરીને પછી જે જે સાધન કરે તે સાધન સર્વે સિદ્ધ થાય છે ને ધ્યાન, જ્ઞાન, એકાંતિકપણું ને ધર્માદિક સર્વે સિદ્ધ થાય છે, તે જેને ક્રિયા કરતા કરતા સાધન સિદ્ધ થયા છે. તે કહે છે જે મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, સર્વનિવાસાનંદ સ્વામી, કૃપાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, સચ્ચિદાનંદ સ્વામી, સિદ્ધાનંદ સ્વામી, બાળમુકુંદાનંદ સ્વામી ને મહાપુરુષાનંદ સ્વામી એ આદિકને ધ્યાન જ્ઞાનાદિક ક્રિયા કરતાં સિદ્ધ થયા છે પણ કોઇને નિર્મમત્વ થઇને સાધન સિદ્ધ થયા નથી.

## ૭. આજ્ઞા પાલન

શ્રીજી મહારાજના વચનમાં ને આજ્ઞામાં ફેર પડવા દેવો નહિ ને જો ફેર પડે તો શ્રીજી મહારાજનો બહુ જ કુરાજીપો થાય છે ને તે ઉપર એક વાત કરી જે રામદાસભાઈનું મંડળ જેતલપુર હતું ત્યાંથી મહાનુભાવાનંદ સ્વામી આજ્ઞા વિના શ્રીજી મહારાજના દર્શન કરવા સારુ ચાલ્યા તે માર્ગમાં ક્યાંય જમવાનું મળ્યું નહિ ને ભુખ્યા ને ભુખ્યા ગઢડે આવ્યા ત્યારે મહારાજ બહુ જ કુરાજી થયા ને કહ્યું જે કેની આજ્ઞાએ આવ્યા છે ને મિયાજીને એમ કહ્યું જે તમે એને એમ કહો જે તમે પાછા જાઓ હમણાં દર્શન નહિ થાય. ત્યારે તે વાડીયે ગયા ને ભુખ્યા તરસ્યા બેસી રહ્યા ત્યારે સોમલે ખાચરે શ્રીજી મહારાજને એમ કહ્યું જે તમે એ સાધુને પાછા જાવાનું કહ્યું પણ એ તો બે ચાર પાંચ દિવસથી તમારા દર્શન વાસ્તે આવ્યા. વાટમાં ક્યાંય અન્ન ન મળ્યું તે ઉપવાસી છે. ત્યારે એમ બોલ્યા જે જાઓ એમને પાછા તેડી લાવો ત્યારે એ જ્યાં હતા ત્યાંથી તેડી લાવ્યા ને તે સમે મહારાજ દાદા ખાચરના દરબારમાં આથમણા બારનો જે ઓરડો છે ત્યાં બિરાજમાન હતા ત્યાં આવીને ચરણારવિંદને અડવા ગયા ત્યારે ચરણારવિંદ પાછું તાણી લીધું ને એમ બોલ્યા જે ચરણારવિંદ તો બહુ જ દુર્લભ છે. ત્યારે મહાનુભાવાનંદ સ્વામીને આંખ્યુમાં આંસુની ધારા ચાલી ત્યારે શ્રીહરિ બોલ્યા જે તમારે જેવી હમણા દર્શન કરવાની ને ચરણારવિંદનો સ્પર્શ કરવાની આતુરતા છે તેવી ને તેવી હજાર કલ્પ સુધી આતુરતા રહે તોય એ

દીધાં. એમાં કહેવાનું શું છે? તો શ્રીજી મહારાજનાં વચનમાં અણુમાત્ર ફેર પાડવો નહિ ને પડે તો બહુ કુરાજીપો થાય છે માટે શ્રીજીને રાજી કરવા હોય તેણે વચનમાં ખબરદાર થઈને રહેવું.

## ૮. પ્રથા અને વચન

શ્રીજી મહારાજનાં વચન, નિયમ કે પ્રથા પ્રમાણે વર્તે છે ત્યારે તેના જીવનમાં બહુ બળ ને દૈવત આવે છે ને તેથી દેહ ઈન્દ્રિયોને અંતઃકરણ દબાય છે. તેથી અધર્મ સર્ગ પણ દબાય છે ને તેથી મનુષ્ય પણ બહુ દબાય છે ને મનુષ્યમાં ભાર પણ બહુ જ પડે છે. તે ઉપર હરિભક્તની વાત કરી, ને જે મહારાજનું વચન લોપે કે પ્રથા લોપે તો તેમાંથી દૈવત, ઐશ્વર્ય અને તેજ જતું રહે છે ને જાણીએ એ મનુષ્ય નહિ તે ઉપર પરમચૈતન્યાનંદ સ્વામી ને અદ્વૈતાનંદ સ્વામીની વાત કરી જે પરમચૈતન્યાનંદ સ્વામી ને અદ્વૈતાનંદ સ્વામી સત્સંગમાં હતા ત્યારે જેમ મુક્તાનંદ સ્વામીની વાતો સાંભળવામાં મનુષ્યો તણાય તેમ તેની વાસે પણ તણાતા. તે જ્યારે પોતે સત્સંગમાંથી ગયા અને પાછા આવ્યા ને સત્સંગમાં રાખ્યા પણ પ્રથમનું દૈવત હતું તે કાંઈ રહ્યું જ નહિ ને જાણીએ જે એ પરમચૈતન્યાનંદ સ્વામી ને અદ્વૈતાનંદ સ્વામી જ નહિ એવી રીતે દૈવત હરાઈ ગયું. તેમ મહારાજની પ્રથા ને વચન લોપે તેમાં દૈવત રહે જ નહિ. દૈવત માત્ર ને રૂડા ગુણમાત્ર હરાઈ જાય છે.

## ૯. ધર્મ

ધર્મની આપણે રક્ષા કરીએ તો ધર્મ આપણી રક્ષા કરે તે આપણે શું ધર્મની રક્ષા કરીએ તો રક્ષા એ જે મહારાજની આજ્ઞા યથાર્થ પાળવી ને આપત્કાળમાં પણ ફેર પડવા દેવો નહિ એ ધર્મની રક્ષા કરી કેવાય છે અને ધર્મ આપણી શું રક્ષા કરે તો એ રક્ષા જે, દેહ પર્યંત સત્સંગમાં વિઘ્ન આવે જ નહિ ને કોઈથી સત્સંગ બહાર કાઢી શકાય નહિ ને અંતઃકરણમાં સુખ વર્ત્યા કરે અને જ્યાં ધર્મ હોય ત્યાં જ ભક્તિ અખંડ રહે છે ને ત્યાં જ ભગવાન પણ નિરંતર રહે છે અને જેના હૃદયમાં ધર્મ નિવાસ કરીને રહે છે તેના હૃદયમાં ભગવાન અખંડ રહે છે. એ જ ધર્મ પાળ્યાનું ફળ છે.

## ૧૦. મરજીમાં રક્ષા

રામચંદ્રજી અને રાવણને યુદ્ધ થયું ત્યારે રામચંદ્રજીની સેનાવાળાએ એમ ધાર્યું જે એનું નિશાન લેવું છે. તો મરાણાં, ઘાયલ થયા તેને જીવતા કર્યાં ને રાજી થયા. તેમ કામ, ક્રોધ, લોભાદિક અધર્મ સર્ગ જીત્યામાં ઈન્દ્રિયો, અંતઃકરણને દેહને દુઃખ થાય તેમાં મહારાજની મરજી પ્રમાણે વર્તે તો રક્ષા કરે ને રાજી થાય.

## ૧૧. ઋષિની નિર્લેપતા

ઈન્દ્ર મહોલ કરાવતો હતો ત્યાં બગદાલવ ઋષિ સભામાં ગયા તે ઈન્દ્રે સન્માન કરી સભામાં બેસારીને પૂછ્યું જે તમારે માથે આ શું છે? ત્યારે ઋષિએ કહ્યું જે ખડનો પૂળો છે ત્યારે ઈન્દ્રે કહ્યું જે ખડના પૂળાને શું કરશો? ત્યારે ઋષિ કહે ત્રણે ઋતુમાં આડો દેવા કામ આવે છે ને રાત્રે ઓશીકું થાય છે ત્યારે ઈન્દ્ર કહે તમે પર્ણકુટી રાખે છો? ત્યારે ઋષિ કહે થોડુ જીવવું તેમાં શું કરીએ? વળી ઈન્દ્ર કહે તમારે છાતીમાં અર્ધામાં મુવાળા છે ને અર્ધામાં નથી તેવું કેમ? ત્યારે ઋષિ કહે જ્યારે ઈન્દ્ર મરે ત્યારે તેનું અમારે સ્નાન આવે છે તે એક મુવાળો તોડી નાખીએ. ત્યારે ઈન્દ્રને વિચાર થયો જે આટલી આવરદાવાળા કાંઈ નથી કરતા ત્યારે મારે શું કરવું?

**(વાર્તા સંગ્રહ માંથી)**

# સમાચાર દર્શન

## ઇન્નામ વિતરણ કાર્યક્રમ - નિરમા યુનિવર્સિટી

તા. ૧૮ ડિસેમ્બર, ૨૦૧૧ના રોજ નિરમા યુનિવર્સીટી ખાતે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, નીરમાના ચેરમેન શ્રી કરશનભાઇ પટેલ તથા નાણામંત્રી શ્રી વજુભાઈ વાળાની ઉપસ્થિતિમાં ઉત્તર ગુજરાત લેઉવા પાટીદાર પ્રગતિ મંડળનો ઇનામ વિતરણ કાર્યક્રમ તથા લેઉવા પાટીદાર સમાજનું સ્નેહમિલન રાખવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ. પૂ. સ્વામીજીએ ઉપસ્થિત રહી પાટીદાર સમાજ એકસૂત્રતામાં બંધાય એવી શુભકામનાઓ વ્યક્ત કરી હતી.

## સ્નેહમિલન :- બાપુનગર

તા. ૧૮ ડિસેમ્બર, ૨૦૧૧ના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, બાપુનગર દ્વારા સ્નેહમિલનનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સંતોએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે મોટી સંખ્યામાં હરિભક્તો ઉપસ્થિત રહ્યા હતા.

## સ્વામિનારાયણ મહામંત્ર પ્રાગટ્ય મહોત્સવ, ફરેણી

અક્ષરાધિપતિ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણે ફરેણી ગામમાં પોતાના આશ્રિતોના કલ્યાણને અર્થે સ્વામિનારાયણ મહામંત્રનો ઉદ્‌ઘોષ કર્યો, જેના ૨૦૦ વર્ષ પૂર્ણ થતાં શ્રી સ્વામિનારાયણ મંત્રપીઠ, ફરેણી દ્વારા તા. ૧૯ થી ૨૫ ડિસેમ્બર દરામિયાન 'સ્વામિનારાયણ મહામંત્ર પ્રાગટ્ય મહોત્સવ'નું ખૂબજ ધામધૂમપૂર્વક આયોજન કરવામાં આવ્યું. પ. પૂ. ધર્મધુરંધર આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજની અધ્યક્ષતામાં ઉજવાયેલ આ મહોત્સવમાં વક્તા તરીકે પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પ. પૂ. સદ્‌ગુરુ ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીએ પોતાની ભાવવાહી શૈલીમાં કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ મહોત્સવમાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પોતાની વિદ્વત્તા ભરી શૈલીમાં 'સ્વામિનારાયણ મંત્રાર્થ' સમજાવ્યો હતો તથા અમદાવાદ ગુરુકુલના વિદ્યાર્થીઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરી સહુની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી.

## અભિવાદન પર્વ

તા. ૨૨ ડિસેમ્બર, ૨૦૧૧ના રોજ દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા આચાર્ય દ્વિતીયવર્ષના ઋષિકુમારોએ ગુરુકુલ પ્રવેશના ૧૦ વર્ષ

પૂર્ણ થતાં અભિવાદન પર્વનું આયોજન કર્યું હતું. જેમાં ઋષિકુમારોએ ગુરુકુલમાં પ્રવેશ મેળવી પ્રાપ્ત કરેલ વિદ્યા અને સંસ્કારો બદલ કૃતજ્ઞતા અર્પણ કરતા સદ્‌ગુરુ સંતો તેમજ ગુરુજનોનું

પૂજન કરી ભેટ અર્પણ કરી હતી. ઋષિકુમારોએ પોતાના વક્તવ્યમાં ગુરુકુલ અને સંતોનો ભીની આંખે આભાર વ્યક્ત કર્યો હતો. આ પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઋષિકુમારો દ્વારા ગુરુકુલના સંસ્કારો ભારતીય સંસ્કૃતિના પોષક બની રહે તથા ભગવાન સ્વામિનારાયણના સંદેશાઓ દિગંતમાં વ્યાપે તેવી આશા વ્યક્ત કરી હતી. આજરોજ ઠાકોરજીને થાળ તથા સંતો- ઋષિકુમારોને રસોઇ આચાર્ય દ્વિતીયવર્ષના ઋષિકુમારો તરફથી રાખવામાં આવ્યા હતા.

## ગુરુકુલ પરિવાર સ્નેહમિલન

પૂજ્યપાદ જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડી ખાતે આગામી ડિસેમ્બર-૨૦૧૨માં આયોજીત ભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવના ઉપક્રમે તારીખ ૨૫ ડીસેમ્બરના રોજ SGVPને આંગણે પૂજ્યપાદ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં ગુરુકુલ પરિવારનું ભવ્ય સ્નેહમિલન યોજાયું હતું. જેમાં ૮૦૦૦ ઉપરાંત ગુરુકુલ પરિવારના ભક્તજનોએ ભાગ લીધો હતો.

સવારના ૮ વાગ્યાથી રાતના ૮ વાગ્યા સુધી અનેકવિધ કાર્યક્રમો યોજાયા હતા. કાર્યક્રમની શરુઆતમાં ગુરુકુલના વિદ્યાર્થીઓ દ્વારા ગુરુકુલ વંદના નૃત્ય રજુ થયું હતું. ત્યારબાદ સદ્‌ગુરુ સંતોના પૂજન બાદ

સંતોએ ગુરુકુલ પરિવારના સભ્યોને ચંદનની અર્ચા કરી અભિવાદન કર્યું હતું.

આ પ્રસંગે લક્ષ્મણભાઇ આદ્રોજાએ સદ્‌ગુરુ વંદના મહોત્સવની આછી રુપરેખા, ગુરુકુલ દ્વારા થતી સર્વજીવહિતાવહ પ્રવૃત્તિ, શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા સ્વામિનારાયણ સંપ્રદાય તથા હિન્દુ ધર્મનો વૈશ્વિક કક્ષાએ પ્રસાર-પ્રચાર વગેરેની વિસ્તારથી વાત કરી હતી. તથા શાસ્ત્રી ભક્તિવેદાંત સ્વામીએ સંપૂર્ણ વર્ષ દરમિયાન સંસ્થામાં થયેલ ઉત્સવ તેમજ સેવાપ્રવૃત્તિઓની ઝાંખી કરાવતું વિડિયો પ્રેઝન્ટેશન રજુ કર્યું હતું.

પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે આજે ગુરુકુલ પરિવારને ઉપસ્થિત જોઇને અત્યંત આનંદ થાય છે. પૂજ્યપાદ શાસત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ બતાવેલ સર્વજીવહિતાવહ માર્ગે ચાલીને આપણે સમાજનો ઉત્કર્ષ

સમર્પણના વિવિધ આયોજનોની આછી રુપરેખા આપી હતી. તથા જીવનમાં મંત્ર પ્રતિષ્ઠા, મૂર્તિ પ્રતિષ્ઠા, સદ્‌ગુરુ પ્રતિષ્ઠા અને શાસ્ત્ર પ્રતિષ્ઠા આ ચારની પ્રતિષ્ઠા થાય તો જીવન ધન્ય બની જાય છે. સદ્‌ગુરુ વંદના મહોત્સવનું લક્ષ જીવના હૃદયમાં આ ચાર

પ્રતિષ્ઠા કરવાનું છે તથા અખંડ ભગવત્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામી જેવા સદ્‌ગુરુના સહારે શ્રી હરિની મૂર્તિ સુધી પહોંચવા માટે છે. પૂજ્યપાદ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે આપણને ભગવાન શ્રી સ્વામિનારાયણે પ્રબોધેલ સર્વજીવહતાવહ તથા સદ્વિદ્યા પ્રવર્તનના આદેશોને લક્ષમાં રાખીને વિવિધ સેવા પ્રવૃત્તિઓ ચીંધી છે તેને અનુલક્ષીને પ્રવૃત્તિનો વ્યાપ વિસ્તારવાનો છે.

આ પ્રસંગે પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ શ્રી હરિની સાચી ઉપાસનાનો મર્મ સમજાવ્યો હતો. તથા પૂજ્યપાદ સદ્‌ગુરુ પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી, પૂજ્યપાદ સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી તથા જયદેવભાઇ સોનગરાએ સદ્‌ગુરુ

અને સંસ્થાનું મહત્વ સમજાવ્યું હતું. સભા સંચાલન શાસ્ત્રી ભક્તિવેદાંત સ્વામી, ભાનુભાઇ પટેલ અને પ્રો. અશ્વિનભાઇ આણદાણીએ કર્યું હતું.

## વ્યાખ્યાનમાળા - બાપુનગર

પવિત્ર ધનુર્માસ નિમિત્તે ગુરુકુલ પરિવાર, બાપુનગર દ્વારા તા. ૩૧ ડિસેમ્બર, ૨૦૧૧ થી ૪ જાન્યુઆરી, ૨૦૧૨ દરમિયાન વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ વ્યાખ્યાનમાળામાં પૂ. શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામીએ 'જીવન પંચામૃત' વિષય ઉપર મનનીય વ્યાખ્યાનો આપ્યા હતા તથા પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે મોટી સંખ્યામાં ભક્તોએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ લીધો હતો.

## SGVPની મુલાકાતે પૂ. મુનિજી

પરમાર્થ નિકેતન, ઋષિકેશના અધ્યક્ષ પ. પૂ. ચિદાનંદ સરસ્વતીજી (મુનિજી) ૨ જાન્યુઆરી, ૨૦૧૨ના રોજ SGVPની મુલાકાતે પધારતા પ. પૂ. સદ્‌ગુરુવર્ય

વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે 'આજે ભારતભરમાં ૪ થી ૫ સારી પાઠશાળાઓ છે તેમાંની આ એક દર્શનમ્ છે. અહીંથી ભારતીય સંસ્કૃતિના રક્ષકોનું નિર્માણ થશે એવી આશા વ્યક્ત કરું છું.' એજ રીતે મેમનગર ગુરુકુલની મુલાકાત લઈને મુનિજીએ વિદ્યાર્થીઓને આશીર્વાદ પાઠવ્યા હતા.

## વિવિધ આયોજનો સભર ધનુર્માસ

ધનુર્માસ એટલે તાજગી અને સ્ફુર્તિ ભરેલો માસ. આ માસમાં વિશેષ ને વિશેષ જ્ઞાનાર્જન કરવાનું હોય છે એટલે આપણા ઋષિમુનિઓએ આ માસમાં રાગવર્ધન પ્રવૃત્તિઓ માટે મનાઈ કરી છે. માટે જ ધાર્મિક સંસ્થાઓ દ્વારા ધનુર્માસ દરમિયાન કથા-પારાયણોનાં આયોજન

થતાં રહે છે.

દર વર્ષની માફક આ વર્ષે પણ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ તથા છારોડી ખાતે ધનુર્માસ દરમિયાન કથાવાર્તા તથા સમાજોપયોગી વિવિધ આયોજનો કરવામાં આવ્યા હતાં. શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ ખાતે પાર્ષદ શ્રી શામજી ભગતે 'વચનામૃત' ઉપર દરરોજ સવારે ૬:૩૦ થી ૮:૦૦ દરમિયાન કથાવાર્તાનો લાભ આપ્યો હતો. જેમાં મોટી સંખ્યામાં ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ લીધો હતો. શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી ખાતે શાસ્ત્રી શ્રી કુંજવિહારીદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી શ્રુતિવલ્લભદાસજી સ્વામીએ 'શિક્ષાપત્રી ભાષ્ય' ઉપર કથાવાર્તા કરી હતી. તેમજ ધર્મજીવન હોસ્ટેલમાં શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામીએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

આ ઉપરાંત ધર્મજીવનમ્ ઇંગ્લિશ મિડીયમ હોસ્ટેલના વિદ્યાર્થીઓ દ્વારા ધનુર્માસ દરમિયાન વિવિધ ધાર્મિક તેમજ સામાજિક આયોજનો કરવામાં આવ્યા હતાં. જેમાં મહાવિષ્ણુ યાગ, દર્દીનારાયણની સેવા, ધાબળા વિતરણ, અંધ-અપંગ શાળામાં સહાય, તુલસી વિવાહ, સંત-બ્રાહ્મણ પૂજન, પ્રેમપ્રકાશ સ્પોર્ટસ્ ટુર્નામેન્ટ, ફલકૂટ, કેમ્પસ સ્વચ્છતા અભિયાન, ગૌ

સંગીત સંધ્યા, અનાથાશ્રમમાં સહાય, વૃદ્ધાશ્રમમાં સહાય જેવા અનેક આયોજનોનો સમાવેશ થયો હતો.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે તા. ૧૪, મકરસંક્રાંતિના પવિત્ર દિવસે કથાની પૂર્ણાહુતી કરવામાં આવી હતી. સહુ સંતો તેમજ હરિભક્તોએ ઠાકોરજી તથા વક્તાશ્રીનું પૂજન કર્યુ હતુ. આજરોજ ગૌ પૂજનનું વિશિષ્ટ આયોજન કરવામાં આવ્યું હતુ, જેમાં મોટી સંખ્યામાં હરિભક્તોએ ગૌ-પૂજનનો લાભ લીધો હતો.

## શ્રીમદ્ ભાગવત કથા, ઉંઝા

તા. ૬ થી ૧૨ જાન્યુઆરી, ૨૦૧૨ દરમિયાન ઉંઝા ખાતે નમેણ માતાજી મંદિર વિકાસાર્થે શ્રીમદ્

ભાગવત પારાયણનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં ૫. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામીએ પોતાની ભાવવહી શૈલીમાં પરમાત્માનાં લીલા ચરિત્રોનું ગાન કર્યું હતું. કથા દરમિયાન વિશાળ શોભાયાત્રા, રામચંદ્રજી પ્રાગટ્યોત્સવ, શ્રીકૃષ્ણચંદ્રજી પ્રાગટ્યોત્સવ, ગોવર્ધન લીલા, રુક્મિણી વિવાહ જેવાં આયોજનો કરવામાં આવ્યાં

હતાં. ઉંઝા ખાતેના વિશાળ જીમખાના મેદાનમાં યોજાયેલ આ કથામાં મોટી સંખ્યામાં ઉંઝા નિવાસી ભક્તજનોએ હાજર રહી કથાનો લાભ લીધો હતો. કથાના મુખ્ય યજમાન તરીકે પટેલ નારાયણભાઈ છગનભાઈ તરાંગડી પરિવારે લાભ લીધો હતો. કથા દરમિયાન રાત્રિ કાર્યક્રમોમાં કીર્તનભક્તિ, લોકડાયરો, ગુરુકુલના વિદ્યાર્થીઓનો સાંસ્કૃતિક કાર્યક્રમ તેમજ રાસ ગરબા જેવાં વિવિધ આયોજનો કરવામાં આવ્યાં હતાં.

## સમરસ થયેલા ફાટસર મુકામે શાકોત્સવ

ઉના તાલુકાનું ૧૨૫ વર્ષ જૂનું ગામ એટલે ફાટસર. રાજકીય, સામાજીક અને સત્સંગની દ્રષ્ટિએ સુવિખ્યાત આ ગામમાં આ વર્ષે એક અનોખી ઘટના ઘટી. છેલ્લા પાંચ વર્ષથી સરપંચ તરીકે સેવા આપતા આદરણીય શ્રી કનુભાઈ ભીમજીભાઈ જસાણીની ગ્રામ્ય વિકાસની હરણફાળ, સૌના પ્રત્યે અનેરો આદર, સત્સંગ અને

સમસ્ત ગ્રામજનોએ રાજકીય, સામાજીક અને કૌટુંબિક ભેદભાવને એકબાજુ મુકીને સમરસપણે શ્રી કનુભાઈને પુનઃ સરપંચ પદે નિયુક્ત કર્યા છે. આ પ્રશંસનીય પ્રસંગે સમસ્ત ગામજનોએ પ.પૂ.સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં ભવ્ય શાકોત્સવ તથા શ્રી ભીખુદાનભાઈ ગઢવીના સત્સંગ ડાયરાનું આયોજન કર્યું હતું. આ પ્રસંગે સદ્‌ગુરુ સંતોએ શ્રી કનુભાઈ જસાણીનું સન્માન કરી મંગલ આશીર્વાદ પાઠવ્યા હતા.

## SGVP કાર્નિવલ-૨૦૧૨

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, SGVP છારોડી ખાતે ભવ્ય સૃષ્ટિ સર્જન કાર્નિવલનું તા. ૧૦ થી૧૨ જાન્યુઆરી દરમિયાન આયોજન કરવામાં આવ્યું હતુ. જેમાં બ્રહ્માંડનું સર્જન તથા વિવિધ વૈજ્ઞાનિક આવિષ્કારોની આબેહૂબ પ્રતિકૃતીઓ રજુ કરવામાં આવી હતી. કાર્નિવલનું ઉદ્‌ઘાટન પ.પૂ સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ કર્યુ હતુ.

આ કાર્નિવલમાં બ્રહ્માંડના પાંચ તત્વો પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આપણા અસ્તિત્વને ટકાવનારા છે. તે ધ્યાનમાં રાખીને સૃષ્ટિ સર્જનની થીમ રજુ કરવામાં આવી હતી. જેમાં કાર્નિવલનો હેતુ, પાંચ તત્વોની સમજ તથા આધ્યાત્મિક રહસ્ય, ચિત્રકલા, મ્યુઝિક, હસ્તકલા, ઓડિયો - વિઝયુઅલ પ્રેઝન્ટેશન વગેરેનો

સમાવેશ થયો હતો. સાથે સાથે દરેક વસ્તુમાં સંગીત છે જો તેને લયબદ્ધ કરવામાં આવે તો. જેવા કે પાણી, શંખ, કોંગો, ઘુંઘરું, ઓર્ગન, કચરાપેટી, બંસરી, તબલા, સેન્ટીંગના સળીયા, ખંજરી, વુડન બ્લોક, સેકર, સીંક પાઈપ વગેરે સાધનોનો ઉપયોગ કરી અત્યંત મધુર અને અદ્‌ભૂત સંગીત શો રજુ કરવામાં આવ્યો હતો. અમદાવાદની પંદર ઉપરાંત સ્કુલોના વિદ્યાર્થીઓ તથા વાલીઓએ આ કાર્નિવલમાં પધારી વિદ્યાર્થીઓને પ્રોત્સાહીત કર્યા હતા.

## ગુરુકુલમાં રસોઈ

### છારોડી ગુરુકુલ

★ હરિલાલ શાહ, ગાંધીનગર
★ પંડ્યા ગીરીષભાઈ દેવશંકરભાઈ, વડાલી
★ તળાવીયા મનીષભાઈ નરસિંહભાઈ, અંકલેશ્વર
★ સોમાની પ્રફુલાબેન એમ., ગોતા
★ વલ્લભભાઈ બાબરીયા, અમદાવાદ
★ સ્વ. સવિતાબેન ચંદુલાલ પટેલ
★ માધવજીભાઈ ભાણશંકરભાઈ પંડ્યા, ભાવનગર
★ પ્રવિણભાઈ હિરપરા, અમદાવાદ
★ ગોવિંદભાઈ કાંચા, છારોડી

### અમદાવાદ ગુરુકુલ

★ મહેન્દ્રભાઈ ધંધુકીયા
★ મનસુખભાઈ રામભાઈ રાજપરા, અમદાવાદ
★ રણછોડભાઈ ડી. કોશીયા, અમદાવાદ
★ અજીતભાઈ બાબુભાઈ પટેલ
★ મનજીભાઈ સુતરીયા, સુરત
★ પ્રકાશભાઈ ગજ્જર, અમદાવાદ
★ જાદવજીભાઈ ગોવિંદભાઈ વરસાણી, કેરા
★ વિસાભાઈ ચતુરદાસ પટેલ, યુ.એસ.એ

# આગામી આયોજન

- ૦૧ ફેબ્રુઆરી, બુધવાર — **શ્રીહરિ જયંતી** - નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૦૧ થી ૦૨ ફેબ્રુઆરી — **વ્યાખ્યાનમાળા** - વાશી, નવી મુંબઇ, વક્તા- પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી
- ૦૩ ફેબ્રુઆરી, શુક્રવાર — **જયા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૦૪ ફેબ્રુઆરી, શનિવાર — **શાકોત્સવ, લોનાવાલા**- પ.પૂ.આચાર્યશ્રી રાકેશપ્રસાદજી મહારાજ, પ. પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સંતોના સાન્નિધ્યમાં. નિમંત્રક : ગુરુકુલ પરિવાર મુંબઇ વતી શ્રી ગોપાલભાઈ નવિનભાઈ દવે
- ૦૫ ફેબ્રુઆરી, રવિવાર — **સુહૃદ સભા** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી
- ૦૯ ફેબ્રુઆરી, ગુરુવાર — **શાસ્ત્રીજી મહારાજની પુણ્યતિથિ** - ગુણાનુવાદ સભા (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ, રાત્રે ૮ કલાકે)
- ૦૯થી૧૫ ફેબ્રુઆરી — **શ્રીમદ્ ભાગવત કથા, દહીંડા** - અ. નિ. અખંડ ભગવદ્ પરાયણ પ. પૂ. જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં 'સદ્‌ગુરુ વંદના' મહોત્સવ ઉપક્રમે. (વક્તા-પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી) ગામ-દહીંડા, જિ-અમરેલી
- ૧૮ ફેબ્રુઆરી, શનિવાર — **વિજયા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૦ ફેબ્રુઆરી, સોમવાર — **મહાશિવરાત્રી** - **પૂજન, સંકીર્તન**-શ્રી સ્વા. ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)
- ૨૬ ફેબ્રુઆરી, રવિવાર — **સમૂહ મંત્ર લેખન** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)

## શ્રદ્ધા સુમન

**અ. નિ. બિપીનચંદ્ર બાલુભાઈ કીડેચા :-** ગામ જૂના ઉગલા નિવાસી બિપીનચંદ્ર બાલુભાઈ કીડેચા ખૂબજ નાની ઉંમરે ગંભીર અકસ્માતમાં અક્ષરધામ સીધાવ્યા છે. બિપીનકુમાર વ્યવસાયે આર્કિટેક્ટ ડિઝાઈનર હતા. ગુરુકુલ પરિવાર સાથે જોડાયેલા કુટુંબ ઉપર અચાનક આપત્તિ આવી પડતાં સમસ્ત સમાજમાં ઘેરા શોકની લાગણી વ્યાપી ગઈ છે. બાલુભાઈ આદિ પરિવારજનોને શ્રીહરિ ધીરજ અર્પે તથા બિપીનકુમારના આત્માને પોતાની મૂર્તિનું સુખ આપે એવી પ્રાર્થના.

**અ. નિ. ધનજીભાઈ રવજીભાઈ અસાની :-** ગામ ગામપર વેકરા, હાલ યુ.કે. નિવાસી **ધનજીભાઈ રવજીભાઈ અસાની** ૭૦ વર્ષની ઉંમરે પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. ગુરુકુલના નિષ્ઠાવાન ધનજીભાઈને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો ભરતકુમાર, હરીશ, કરન, ક્રીશ આદિ પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ. નિ. નારાયણભાઈ લક્ષ્મણભાઈ ડાંગોદરા :-** ગામ અંબાડા નિવાસી નારાયણભાઈ લક્ષ્મણભાઈ ડાંગોદરા ૭૧ વર્ષની ઉંમરે પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. નારાયણભાઈ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા પૂ. પુરાણી સ્વામીના કૃપાપાત્ર હતા. સત્સંગમાં નિષ્ઠાવાન નિર્માની તેમજ સંતોમાં હેતવાળા નારાયણભાઈને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો ભાલજીભાઈ, જેન્તીભાઈ, હિરજીભાઈ, જગદીશભાઈ આદિ પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**પ.ભ. શ્રી ખીમાભાઇ મનજીભાઇ રાણપરીયા :-** ગામ ગુંદાસરા નિવાસી પ.ભ. શ્રી ખીમાભાઇ મનજીભાઇ રાણપરીયા તા. ૨૮ નવેમ્બરના રોજ અક્ષરવાસી થયા છે. ખીમાભાઇ ભગવાનના એકાંતિક ભક્ત હતા. તેઓને શ્રીહરિ દર્શન આપી ધામમાં તેડી ગયા. શાસ્ત્રીજી મહાજના કૃપાપાત્ર ખીમાભાઇને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા ભનુભાઈ, ધીરુભાઈ, સુરેશભાઈ, અનિલ આદી પરિવાર જનોને ધીરજ અર્પે એવી શ્રીહરિના ચરણોમાં પ્રાર્થના.

SGVP કાર્નિવલનું ઉદ્‌ઘાટન કરતા પૂ. બાલકૃષ્ણદાસજી સ્વામી

SGVP કાર્નિવલમાં મ્યુઝિક શો રજુ કરતા વિદ્યાર્થીઓ.

જરૂરીયાતમંદોને ધાબળા વિતરણ કરતા SGVPના વિદ્યાર્થીઓ

અપંગ શાળામાં SGVPના વિદ્યાર્થીઓ દ્વારા શૈક્ષણિક સહાય

અન્નકુટ આરતી કરતા પૂ. માધવપ્રિયદાસજી સ્વામી

શ્રી સ્વા.મંદિર(બહેનોનું)દુધાળા, ખાતમૂહુર્ત કરતા પૂ.સ્વામીજી

મકરસક્રાંતિના રોજ ગૌ પૂજન કરતા ભક્તજનો

ફાટસર ગામના સરપંચ કનુભાઇનું સન્માન કરતા સદ્‌ગુરુ સંતો

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

ગુરુકુલ પરિવાર સ્નેહમિલનમાં ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો.

સ્નેહમિલનમાં ઉપસ્થિત ભક્તજનોને અર્ચા કરતા સંતો.

સ્નેહમિલનમાં ઉપસ્થિત ગુરુકુલ પરિવારના ભક્તજનો

શ્રી ઘનશ્યામ મહારાજને ધરાવેલ ફલકૂટ દર્શન

તુલસી વિવાહમાં ઉપસ્થિત સંતો તથા ભક્તજનો